શ્રી માંગરોળ જૈન સભા ગ્રંથમાલા—ગ્રંથ બીજો.

(ખાસ મુનિ મહારાજોના આદેશથી અને આશ્રયથી)

# શ્રાવક ધર્મ સંહિતા.

## "ધર્મબિંદુ સાર પ્રથમ ભાગ."

શ્રીમદ્ હરિભદ્ર સુરિકૃત મુળ તથા મુનિચંદ્ર સુરિકૃત ટીકા ઉપરથી અનુવાદ કરાવી મુળ તથા ટીકા સાથે.



પ્રકટ કર્તા

શ્રી માંગરોળ જૈન સભા.

મુંબઇ.

આવૃત્તિ ૧ લી નકલ ૧૦૦૦.





વીરસંવત્ ૨૪૨૫, વિક્રમ સંવત્ ૧૯૫૫.



મૂળ તથા ટીકા સહિત. કીંમત રૂપીઆ ૧—૦—૦ ટપાલ ખર્ચ જુદું.

મૂળ તથા ટીકા રહિત. કીંમત રૂપીઆ ૦—૧૨—૦ ટપાલ ખર્ચ જુદું.

મેહેર પ્રીન્ટીંગ વર્કસ, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# પ્રસ્તાવના.

ચાલતાં જમાનામાં ગુજરાતી ભાષાના લેખો વાંચવાનો અભિલાષ દિન-પ્રતિદિન વૃદ્ધિ પામતો જોવામાં આવે છે. અને સંસ્કૃત ભાષામાં પ્રાવિણ્ય ધરાવનારા ગૃહસ્થો ઘણીજ ઓછી સંખ્યામાં નજરે પડે છે. તેમજ સદ્બોધ દાયક પુસ્તકો ઘણે ભાગે તેજ ભાષામાં લખાયલા છે; તેથી તે ભાષા નહિ જાણનારા ગૃહસ્થો તેવા પુસ્તકોની અંદર રહેલા વચનરત્નનો લાભ લઇ શકતા નથી. કેટલીએક જગ્યાએ કૃપાળુ અને પરોપકારશીલ મુનિ મહારાજાઓ તેવા પુસ્તકો ઉપર વ્યાખ્યાન કરી સમજાવે છે; પરંતુ તેવા સમયમાં ઘણા લોકો આ સંસારિક વિષયો મેળવવાની દોડા દોડમાં પડીને તેવા ગુરૂ મહારાજના વચનામૃતનું પાન કરવા સમર્થ થતા નથી; તેવા લોકોને લાભ થાય એવા હેતુથી શ્રાવકોએ અવશ્ય જાણવા યોગ્ય પુસ્તકોનાં ભાષાંતર કરાવવાની આવશ્યકતા છે; એવી રીતનો બોધ કરતાં **મુની મહારાજ શ્રી રાજ વિજયજી** તથા **મુક્તિ વિજયજી મહારાજાઓએ** હમોને એમ સુચના કરી કે પરમોપકારી પરમ-પૂજ્ય **આચાર્ય શ્રી હરિભદ્ર સુરજીએ** લખેલ **ધર્મબિંદુ** નામના ગ્રંથનું સ્પષ્ટી કરણ કરવાની જરૂર છે અને તેમ થવાથી લોકોને ઘણો ફાયદો થવા સંભવ છે; કારણ કે તેની અંદર લેખની ગોઠવણ એવી કરવામાં આવેલી છે કે જે વાંચી ક્રમે ક્રમે ઉંચ્ચ સ્થિતિએ પહોંચી છેવટ મોક્ષ મેળવવાની સ્થિતિ પ્રાપ્ત થાય છે તેથી અમોએ એ કામ માથે લઇ, જૈન બંધુઓની સેવા બજાવવા ધાર્યું છે અને **જામનગર નિવાસી ઝવેરી હીરાચંદ લીલાધરને** ખાસ રોકીને મુળ તથા ટીકા ઉપરથી અનુવાદ કરાવી આ આવૃત્તિ તૈયાર કરી પ્રકટ કરી છે. અમે દરેક શ્રાવક બંધુઓને તે પુસ્તક વાંચવા ભલામણ કરીએ છીએ વળી તે પુસ્તક નિબંધ રૂપમાં તેમજ સરળ ભાષામાં લખાયલું હોવાથી વિદ્યાશાળામાં બાળ-કોને વંચાવવાથી અને શિક્ષણ આપવાથી ઘણોજ ફાયદો થશે. આ પુસ્તકને લેખ **મુનિ મહારાજ શ્રીચારિત્ર વિજયજીએ** આદ્યંત વાંચેલો છે અને **મુનિ મહારાજ શ્રી રાજ વિજયજીએ** કેટલોક ભાગ વાંચેલો છે જેને માટે અમો આ જગ્યાએ તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

આ ગ્રંથની અંદર મતિદોષથી, દૃષ્ટિદોષથી અથવા ઓછા જ્ઞાનથી જે કાંઇ ઉત્સૂત્ર અથવા અશુદ્ધ લખાણું હોય તેને માટે **અમો સંઘની પાસે મિચ્છામિ દુક્કડં** માગીએ છીયે અને જે કોઇ ગૃહસ્થ **શુદ્ધિની સુચના કરશે** તે ઘણાજ આભાર સાથે કબુલ રાખવામાં આવશે અને બીજી આવૃત્તિમાં તે પ્રમાણે સુધારો કરવામાં આવશે.

**શ્રી માંગરોળ જૈન સભા.**

# શ્રાવક ધર્મ સંહિતા

# (ધર્મબિંદુ સાર, પ્રથમ ભાગ.)



## ઉપોદ્ઘાત.

**प्रणम्य परमात्मानं समुद्धृत्य श्रुतार्णवात्**
**धर्मबिंदुं प्रवक्ष्यामि तोयबिंदु मिवोदधेः ॥ १ ॥**

નિરંતર બીજા બીજા પર્યાયને પામે તે આત્મા કહેવાય છે. આત્માના બે ભેદ થાય છે, એક **પરમાત્મા** અને બીજો **અપરમાત્મા.** પરમાત્મા એટલે કેવળી અને સિદ્ધ મહારાજ. અપરમાત્મા એટલે સંસારી. સમસ્ત કર્મમળના નાશ કરવાથી પ્રાપ્ત કરેલ વિશુદ્ધ (કેવળ) જ્ઞાનના બળ વડે યથાર્થ રીતે લોક તથા અલોક ના જાણ: લોકના ચિત્તના સંતોષના કારણ રૂપ અને ઇંદ્રાદિ ઉત્તમ દેવોએ લાવેલ છે પ્રાતિહાર્ય રૂપ પૂજાનો ઉપચાર જેમનો એવા અને ત્યાર પછી દરેક પ્રાણી પોતાની ભાષામાં સમજી શકે એવા વાણીના અતિશયે કરી એકજ વખતે દૂર કરેલ છે, અનેક પ્રાણીના સંશયના સમૂહ જણે એવા, પોતાના વિહાર રૂપ પવન વડે સમસ્ત મહી મંડળમાં રહેલા ભવ્ય પ્રાણીઓનો પાપ રૂપ, ધૂળનો સમૂહ દૂર કર્યો છે જેણે એવા, સદાશિવાદિ નામોથી ઓળખાતા એવા ઐશ્વર્યવંત અને ચોસઠ ઇંદ્રના પૂજનીક એવા, પરમાત્માનું મનથી અનુચિંતવન, વચનથી સ્તવન અને કાયાથી વંદન કરીને, જેમ મોટા સમુદ્રમાંથી પાણીનું બિંદુ, તેમ અનેક ભંગજાલની રચના રૂપ મોટા આવર્ત વડે ગહન, અત્યંત વિસ્તારવાળા નયસમૂહરૂપ મણી માળાથી વ્યાપ્ત, મંદમતિ રૂપ ઝાંઝવાળાં પ્રાણીઓને ઘણી મુશકેલીથી તરવા યોગ્ય એવા, આગમરૂપ સમુદ્રમાંથી ધર્મનો અંશ સારી રીતે ગ્રહણ કરીને એટલે જે શાસ્ત્રમાંથી જેટલું જોઇએ તેટલું લઇને, જેનું સ્વરૂપ આગળ કહેવાશે એવા ધર્મના અંશને પ્રતિપાદન કરવામાં તત્પરપણુ છે, માટે યથાર્થ છે નામ જેનું, એવું ધર્મબિંદુ નામે પ્રકરણ કહીશ.

આ જગ્યાએ સમુદ્રનો જલબિંદુ ઉપમાન છે, અને શાસ્ત્રનું ધર્મ બિંદુ ઉપમેય છે. શરૂઆતમાં "પરમાત્માને નમસ્કાર કરીને" એ શબ્દો કહેલ છે તે વિઘ્નોપશાંતિ અને મંગળાચારણ માટે કહેલા છે, ધર્મબિંદુ નામે પ્રકરણ કહીશ" એ શબ્દો ગ્રંથનો અભિધેય (વિષય) સુચવી આપે છે. અત્રે અભિધાન અને અભિધેયનો સંબંધ પ્રત્યક્ષ કહ્યા વિના પણ સમજી શકાય તેવો છે. કારણ કે 'ધર્મબિંદુ' એવા શબ્દો અભિધાન છે અને ગ્રંથની અંદર તે શબ્દોને અનુસરીનો રહેલો અર્થ તે અભિધેય છે. અર્થાત્ શબ્દ અને અર્થ રૂપ અભિધાન અને અભિધેય છે અને તે પરસ્પર સંબંધવાળા છે તેથી સંબંધ કહ્યા વિના પણ સમજી શકાય છે, એથી સંબંધ સુચવેલો છે. ગ્રંથ કરવાનું પ્રયોજન બે પ્રકારનું હોય છે. એક અનંતર પ્રયોજન અને બીજું પરંપર પ્રયોજન. આ જગ્યાએ ગ્રંથ કરનારને અનંતર પ્રયોજન એ છે કે પ્રાણી માત્ર ઉપર અનુગ્રહ કરવો અને શ્રોતા પુરૂષોને પ્રકરણના અર્થની પ્રાપ્તિ થવી, અને પરંપર પ્રયોજન ગ્રંથકાર તથા સાંભળનાર બંન્નેને મોક્ષ પ્રાપ્તિ છે, કારણ કે શાસ્ત્રોકત અનુષ્ઠાન કરવાથી મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે ગ્રંથનું સર્વયોગીપણું દેખાડવા મંગળ, અભિધેય, સંબંધ અને પ્રયોજન પ્રગટ દેખાડી આપ્યાં.

જો કે ગ્રંથકારની ઇચ્છા ધર્મનું કારણ સ્વરૂપ, અને ફળ કહેવાની છે તોપણ બુદ્ધિવંત પુરૂષોના આરંભ ફલ પ્રધાનજ હોય છે એવું બતાવવાને પ્રથમ ફલ બતાવી પછી કારણ શુદ્ધિ કહેવામાં આવશે, એવા રીતે આ ગ્રંથની શરૂઆત કરવામાં આવી છે.

## પ્રકરણ ૧ લું.

### ધર્મનું ફળ.

ધન વિના ગ્રહસ્થને કોઇ કાર્ય થતું નથી એવી બુદ્ધિએ ધનને વિષે અતિશય સ્પૃહા કરનાર પુરૂષોને, શાસ્ત્રમાં કુબેરની સ્મૃદ્ધિની પણ સ્પર્દ્ધા કરે એવી ધનની સ્મૃદ્ધિ આપનાર, ધર્મનેજ કહેલો છે. કામના અભિલાષી પુરૂષોને શાસ્ત્રમાં, મનોહર, કલેશ રહિત પ્રકૃતિવાળા, ઉતકૃષ્ઠ આનંદ આપનારા અને પરિણામમાં સુંદર શબ્દ, રૂપ, રસગંધ, સ્પર્શ, રૂપ, ઇંદ્રિયોના અર્થને આપનાર, ધર્મજ છે. આ પ્રમાણે ધર્મ સર્વ પ્રકારની ઇચ્છાઓને ત્રપ્ત કરે છે. ચોથા ગુણુસ્થાનથી (સમ્ય ક્દ્રષ્ટિ ગુણુસ્થાન) અનુક્રમે ચડાવીને અને ઉત્તમ મનુષ્ય તેમ દેવતાના ભવની પરંપરાએ, જન્મ, જરા, મરણાદિદોષ રહિત મોક્ષને પણ ધર્મજ આપે છે. જેમ સૂત્રનો સમુહ પટ રૂપે પરિણામ પામી વસ્ત્ર બને છે તેમ ધર્મ મોક્ષ રૂપે પરિણામ પામી મોક્ષ રૂપ થાય છે,

### વચનશુદ્ધિ.

જેમ સોનાની પરિક્ષા કષ, છેદ અને તાપથી કરવામાં આવે છે અને ત્યાર પછી તેના શુદ્ધિ સિદ્ધ થાય છે તેમ જે વચનની પરિક્ષા કરતાં કોઇ પણ પ્રકારે વિરોધન આવે તે અવિરૂદ્ધ વચન કહેવાય (આ ત્રણ પ્રકારની પરિક્ષાનું સ્વરૂપ બીજા અધ્યાયમાં કહેવામાં આવશે.) આ પ્રકારનું અવિરૂદ્ધ વચન જીનેશ્વર શીવાય બીજા કોઇનું હોતું નથી કેમકે નિમિત્ત શુદ્ધ છે. વચનનું અંતરંગ નિમિત્ત વકતા છે. જે પુરૂષમાં રાગ, દ્વેષ, મોહાદિનુ સ્વતંત્રપણું છે તે પુરૂષને તે રાગાદિ અસત્ય વચન બોલવા પ્રેરણા કરે છે. માટે તે અશુદ્ધિ છે, અને આવી અશુદ્ધિ જીનરાજના વચનમાં નજ હોય કારણ કે રાગાદિ અંતરંગ રિપુને જેણે જીત્યા હોય તેજ જીન કહેવાય, અને જેણે રાગાદિ જીત્યા હોય તેનું વચન પૂર્વાપર વિરોધવિનાનું હોય, માટે જીન વચનજ અવિરૂદ્ધ વચન હોઇ શકે. જીન શિવાયના પુરૂષનું વચન અવિરૂદ્ધ વચન ન કહેવાય. કાર્ય હમેશાં કારણના સ્વરૂપને અનુસરે છે. દુષ્ટ કારણથી આરંભેલ કાર્ય કદી અદુષ્ટ થવા યોગ્ય નથી. લીબડાના બીજ વાવવાથી શેલડી કોઇ દીવસ થાયજ નહિ. તેમ અશુદ્ધ કારણથી શુદ્ધ કાર્યનજ થાય. જો એમ ન કહીયે તો કારણની વ્યવસ્થા નાશ થવાનો પ્રસંગ આવે. માટે આત્માર્થી

પુરૂષોએ પ્રથમ શુદ્ધ કારણુની શોધ કરવી એવો ઉપદેશ છે. ( આ અંતર્ગત અધ્યવસાયરૂપ કારણની અપેક્ષાએ નિશ્ચતપણુ જાણવું, કેમકે કદાચિત્ કોઇ જીવને કોઇ મ્હોટા કારણથી ઉપરનું કારણ અશુભ દેખવામાં આવે છે, પણ તે જીવને અંતર્ગત શુદ્ધ અધ્ય વસાયરૂપ કારણથી શુદ્ધ કાર્યની નિષ્પન્તિ થાય છે. મુખ્યપણે તો બંન્ને કારણ શુદ્ધ હોવાથી શુદ્ધ કાર્ય થાય છે.)

અહીં કોઇ પ્રશ્ન કરે છે-રાગાદિ દોષવાળા કેટલાએક અન્ય દર્શનીઓનું વચન પણ કેટલીક વખત અવિરૂદ્ધ દેખાવામાં આવે છે. તેનો ઉન્તર એવો છે કે રાગાદિદોષ સહીત અને પોતાની ઇચ્છા પ્રમાણે બોલવાને તતપર થએલા અન્યતીર્થીઓના વચન ઘુણાક્ષર ન્યાયે કોઇ વખતે અવિરૂદ્ધ જોવામાં આવે છે તે જીન રાજનાજ છે, કારણ કે અવિરૂદ્ધ વચનનું મૂળ પણ જીનરાજ છે. વળી અપૌરૂષેય વચન અવિરૂદ્ધ હશે એમ પણ ન કહેવું, કારણ કે અપૌરૂષેય વચન એમ બોલવાથી સ્વરૂપ લાભનો પણ અભાવ થાય છે, જેમ વાંઝણીને પૂત્ર હોયજ નહિ, તેમ પુરૂષ વિના વચન હોયજ નહિ. બોલવું એજ વચન છે. પુરૂષની ક્રિયા વિના એટલે તાલુહોઠ આદિની ક્રિયા વિના, વચનના ઉચ્ચારણ થવા યોગ્યજ નથી. વળી કોઇ જગ્યાએ અપૌરૂષેય વચનની પ્રાપ્તિ પણ થતી નથી; અને કોઇ જગ્યાએ પુરૂપ નહિ દેખાતો હોય, અને કેવળ સંભળાય છે તો તે જગ્યાએ એમ સમાધાન કરાય છે, કેઅદૃશ્ય રહી બોલતા પિશાચાદિના વચન છે, માટે પુરૂષ વિના વચન નજ હોય એ વાત પ્રમાણ છે, માટે પુરૂષ વિનાનું આ વચન છે એમ માની મનસ્વી પુરૂષની પૃવૃત્તિ હોયજ નહિ.

## "ધર્મ"ની વ્યાખ્યા.

આવી રીતના અવિરૂદ્ધ આગમને અનુસરીને જે જે વખતે જે જે ક્રિયા કરવાનું શાસ્ત્રમાં કહેલું છે તે તે વખતે તે તે ક્રિયા કરવા રૂપ, મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થભાવ સહિત, જે અનુષ્ઠાન કરવું તેનું નામ ધર્મ કહેવાય છે. ધર્મનુ મૂળ મૈત્ર્યાદિભાવ છે એમ અન્ય શાસ્ત્રોમાં પણ કહેલ છે. દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારણ કરે છે, અને દેવતાદિ સારી ગતિમાં લઇ જાય છે, માટે સમસ્ત સત્યભાવના સરખી યુક્તિ વડે કલ્પના કરવામાં કુશળ પુરૂષો, આ પ્રકારના અનુષ્ઠાનને ધર્મ કહે છે. આ જગ્યાએ અવિરૂદ્ધ વચનથી અનુષ્ઠાનને ધર્મ, ઉપચારથી કહ્યો છે. જેમ નડવલ નામે તૃણનું પાણી પાદરોગ કહેવાય છે, કારણ કે તેનો સ્પર્શ પગે થાયતો તો રોગ થાય છે. તેમ આ ધર્મનું સ્વરૂપ ઉપચારથી છે. યથાર્થ રીતે તો શુદ્ધ અનુષ્ઠા નથી ઉત્પન્ન થયલી, કર્મમળના

નાશ કરવાવાળી અને સમ્યક્ દર્શનાદિ મોક્ષ બીજના લાભ. રૂપ છે ફલ જેનું એવી જીવની શુદ્ધિજ વસ્તુ ગતે ધર્મ છે.

પણ આ જગ્યાએ મુખ્યાતાથી આત્માધર્મ કહેવાનો અભિપ્રાય નથી, કારણ કે વ્યવહારિ જીવોને પ્રથમથી નિશ્ચય ધર્મની ખબર પડે નહિ માટે પ્રથમથી વ્યવહાર ધર્મનું નિરૂપણ કર્યું છે, ને આવ્યવહાર ધર્મ નિશ્ચય ધર્મને પમાડનાર છે, એ ઉપરથી છદ્મસ્થ જીવોને નિશ્ચય ધર્મનું અનુમાન થાય, અને અવિરૂદ્ધ વચનથી જે અનુષ્ઠાન તે કારણ ધર્મ છે અને તે અનુષ્ઠાનથી ઉત્પન્ન થયલી આત્મશુદ્ધિ કાર્ય ધર્મ છે, માટે આ જગ્યાએ કારણ ધર્મ કહ્યો એમ ધારી આત્માર્થી પુરૂષોએ આત્મધર્મ પ્રકટ કરવા માટે આ ઉપર કહેલો કારણ ધર્મ પણ સેવન કરવા યોગ્ય છે.

## ધર્મના ભેદ.

આ પ્રકારે જે અનુષ્ઠાન કરવું તેનું નામ ધર્મ કહેવાય. તે ધર્મ, અનુષ્ઠાન કરનાર પુરૂષના ભેદથી બે પ્રકારનો છે.

પહેલો ગૃહસ્થ ધર્મ અને બીજો યતિ ધર્મ. ઘરમાં રહી પોતાની ફરજો બજાવવી તે ગૃહસ્થ ધર્મ કહેવાય. તેના બે ભાગ પડે છે. એક નિત્ય કરવા યોગ્ય, અને બીજો કોઇ પર્વાદિ નિમિ-તે કરવા યોગ્ય.

દેહ માત્ર છે વિશ્રામ જેને એવા, અને સમ્યગ્ જ્ઞાન રૂપી વહાણના લાભે કરી તૃષ્ણા રૂપી નદી તારવા સમર્થ એવા યોગ માટે હમેશાં યત્ન કરનાર યતિ કહેવાય. હમેશાં ગુરૂ સમક્ષ રહેવું અને ગુરૂની ભક્તિ બહુ માનાદિ કરવા વિગેરે જે લક્ષણો આગળ કહેવામાં આવશે તે યતિનો ધર્મ કહેવાય છે.

ઉપર કહેલો ગૃહસ્થ ધર્મ પણ બે પ્રકારનો છે.

૧ સામાન્ય ધર્મ.

૨ વિશેષ ધર્મ.

અહીં શરૂઆતમાં પહેલા પ્રકરણમાં સામાન્ય ધર્મનું વિવેચન કરવામાં આવશે.

## સામાન્ય ધર્મ.

જેમ કોઇ વેપારી મદિરાદિ નિષિદ્ધ વસ્તુ ખરીદ કરી, ભંડાર ભરે, અને નિંદવા લાયક થાય છે, તેમ શાસ્ત્રોક્ત, પરલોક પ્રધાન સાધુજનોને, અત્યંત અનાદરથી દુગંચ્છા કરવા યોગ્ય નહિ એવું, એટલે પ્રશંસાપાત્ર અને પોતાના મુળ ધન તથા કાલ, ક્ષેત્ર, સહાય, બળ વીગેરેની અપેક્ષાએ, ભેળસળ રહિત, શુદ્ધમાપ, ખરૂં તોલ, પોતાના ધર્મને બાધા ન કરે એવી કળા, પોતાની મીલકતના ત્રણ ભાગ કરી એક ભાગ વેપારમાં રોકવો, બે ભાગ ઘરમાં રાખવા ઇત્યાદિ. ન્યાય યુકત વેપાર રૂપ અનુષ્ઠાન, સમસ્ત પ્રકારે સેવનીય પુરૂષોને, યથોચિત અવસરે, રંજિત કરવા રૂપ ન્યાય યુકત રાજ સેવા દિરૂપ અનુષ્ઠાન કરનારા, વ્યવહારમાં અતિ ચતુર બુદ્ધિવાળા, અને તેથીજ પોતાને કષ્ટ થાય એવા સ્થાનકનો ત્યાગ કરનારા, કેટલાએક દીન અનાથ પ્રાણીઓને ઉપયોગમાં આવવાથી, ધર્મના સાધન રૂપ વિત્ત ઉપાર્જન કરવામાં, બંધાયેલ છે, ચિન્તની વૃત્તિ જેની એવા ગૃહસ્થને ધર્મજ થાય છે. વળી શાસ્ત્રકારે પણ શરૂઆતમાં ગૃહસ્થ સંબંધિ અનુષ્ઠાનને ધર્મજ કહ્યું છે. જે પુરૂષ ગૃહસ્થ નામ ધારણ કરી વ્યાપારાદિ અનુષ્ઠાન ન કરે તેને નિર્વાહનો વિચ્છેદ થાય, અને તેવા ગૃહસ્થ સંબંધે શાસ્ત્રોકત ગૃહસ્થ ધર્મ ક્રિયા નાશ થવાનો પ્રસંગ આવે, અને એમ થવાથી ઉકત ધર્મ અધર્મ રૂપ થઇ જાય, માટે ગૃહસ્થોએ શુદ્ધ ન્યાયથી વેપારાદિક ઉપાયોથી વિત્ત યા વૈભવ ઉપાર્જન કરવું એ તેમનો સામાન્ય ધર્મ છે, કારણ કે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:-

**विती वोच्छे यंमिय गिहिणो सीयंतिसव्व किरियाओ**
**निरवे रकस्सउ जुत्तो संपुणो संजमो चेव ॥**

ભાવાર્થ--જે ગૃહસ્થની આજીવિકાનો નાશ થાય તેનાથી ધાર્મીક તેમજ લૌકિક કોઇ પણ ક્રિયા કરી શકાય નહિ. અહિં કોઇ શંકા કરે કે સમસ્ત પાપ નાશ કરવા તત્પર થએલ પુરૂષ તીર્થંકર મહારાજના ચરણ કમળ પૂજવામાંજ પ્રૃવત્તિ રાખે તેને આજીવિકાઓની ક્રિયાનો નાશ થાય તો શું ? એનું સમાધાન કરવા માટે ઉત્તરાર્ધ કહે છે. આજીવિકાની અપેક્ષા રહિત પુરૂષને સંપૂર્ણ સંજમ અંગીકાર કરવો એજ યોગ્ય છે, કારણ કે સંજમ અંગીકાર કર્યા વિના નિરપેક્ષપણું ઘટતુંજ નથી.

## વૈભવ ન્યાયથી મેળવવાની જરૂર.

ઉપર કહેવામાં આવ્યું કે ગૃહસ્થોએ ન્યાયથીજ ધન ઉપાર્જન કરવું એમ કહેવાનું કારણ શું? એમ શંકા થયે કહે છે, ન્યાયથી ઉપાર્જિત દ્રવ્ય આ લોક તથા પરલોકમાં હિતકારી થાય છે. અન્યાયથી મેળવેલ દ્રવ્ય ભોગવનાર પુરૂષ તરફ બે પ્રકારની શંકા કરવામાં આવે છે. એક ભોગવનાર પુરૂપ ઉપર અને બીજી ભોગ્ય પદાર્થ ઉપર. જેમ કે આ પુરૂષે કોઇનો દ્રોહ કરી આ ધન આણ્યું છે માટે દ્રોહકારી છે એ પ્રકારની શંકા ભોકતા ઉપર કરવામાં આવે છે. વળી ભોગવવા યોગ્ય પદાર્થ જોઇ લોકોના મનમાં એવું થાય છે કે અહો આ પુરૂષ આ પ્રકારે પારકું ધન ભોગવે છે. આ પ્રકારની આ શંકાને પ્રાપ્ત થાય છે, તેટલા માટે, જે જોઇ કોઇ પણ માણસને આશંકા ઉત્પન્ન ન થાય તેવી રીતે સ્નાનપાનાદિનો પરિભોગ કરવાથી, અને પોતે તેમજ મિત્ર, સ્વજન વિગેરે સાથે મળી વૈભવનું ઉપજીવન કરવાથી, તે વૈભવનો ભોગવનાર કહેવાય છે, કારણ કે ન્યાયોપાર્જિત વિભવ ભોગવનાર ઉપર કોઇ પણ માણસ, કોઇ પણ વખતે કોઇ પ્રકારની શંકા કરી શકતું નથી.

આ પ્રમાણે અવ્યાકુળ ચિત્તવાળા, અને પ્રશસ્ત પરિણતિવાળા પુરૂપને આ લોકને વિષેપણ ઘણા સુખનો લાભ થાય છે.

સત્કારાદિ વિધિરૂપ સાધન વડે જેનાથી દુઃખ સમુદ્ર તરાય તે તીર્થ કહેવાય. તીર્થ શબ્દમાં પવિત્ર ગુણ પાત્ર પુરૂષ વર્ગ તથા દીન અને અનાથ પ્રાણીઓના સમુહનો સમાવેશ થાય છે. તે તીર્થમાં દ્રવ્ય વાપરવાથી એટલે તેવા લોકોને સહાય કરવાથી પરલોકને વિષે હિત થાય છે. ધર્મી પુરૂષોનુંજ દ્રવ્ય દાનનું સ્થાન છે એમ અન્યશાસ્ત્રોમ કહેલું છે. જેમકે,

पात्रे दीनादि वर्गेच, दानं विधि वदिष्यते
पोष्य वर्गा विरोधेन न विरुद्धं स्वतश्चयत् ॥

ભાવાર્થ—જેથી પોતાની આજીવિકાબંધ ન થતી હોય તથા પોતાને પોષ્ય, સ્ત્રી પુત્રાદિના નિર્વાહમાં વિરોધ ન આવતો હોય એવી રીતે દીન વીગેરે પાત્ર પ્રાણીઓને આપેલું દાન વિધિ સહિત ગણુવામાં આવે છે, એટલે પોતાની તથા સ્ત્રી પુત્ર વિગેરેની આજીવિકાને હરકત ન થાય તેવી રીતે પાત્રને વિષે ધનાદિકનું આપવું, તે વિધિ સહિત દાન આપ્યું કહેવાય.

અન્યાયથી ઉપાર્જન કરેલ દ્રવ્ય આલોક તથા પરલોકમાં અહિત કર્તાજ છે. કાકતાલીય ન્યાયથી પણ હિતનું કારણ નજ થાય. અન્યાયથી વિત્ત ઉપાર્જન કરવું અને કલ્યાણનો બંધ પાડવો એ બે વાના સાથે થાયજ નહિ, કારણ કે જે વખતે અન્યાયના અધ્યવસાય વર્તતા હોય તેજ વખતે આત્માને હિતકારી અધ્યવસાય નજ હોય. પસ્પર વિરોધિ એવી બે ચીજો એક વખતે ન બને, માટે ગૃહસ્થે અન્યાય દુર કરી ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરી દાનાદિ ક્રિયામાં વર્તવું, કારણ કે અન્યાયથી ઉપાર્જન કરેલ વિત્ત અહિતકારીજ થાય છે, તેવી રીતે મેળવેલ દ્રવ્યથી હિત થાયજ નહિ, કારણ કે અન્યાયથી મેળવલ દ્રવ્ય વિદ્યામાન રહે તોપણ તે માછલા વિગેરેના ગળાદિની પઠે પરિણામમાં દારૂણજ છે. કદાચિત્ બળવાન પાપાનુંબંધિ પુણ્યના અનુભાવથી તે વિભવ જીવતાં સુધી રહે. તોપણ જેમ મત્સય, મૃગ, પતંગ વીગેરેને ગળગોરિ, ગાન, દીપ વીગેરે પરિણામે દુઃખ દાયી છે તેમ અન્યાયથી મેળવેલું દ્રવ્ય જો કે ઉપભોગમાં આવે તોપણ વિપાકે દુર્ગતિ આપનારૂંજ છે, માટે આત્માર્થી પુરૂષોએ અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવા પ્રયત્ન નજ કરવો. વળી કહ્યું છે કે-

**पापे नैवार्थ रागान्धः फलमाप्नोति यत्कचित्**
**बडिशामिषवत्तत्त मविनाश्य नर्जीर्यति ॥**

ભાવાર્થ--પાપથી ધન ઉપાર્જન કરવામાં રાગાન્ધ પુરૂષને કોઇ વખતે કાંઇક ફળ મળે છે પણ તે ફળ બડિશામિષની પઠે તે પુરૂષને દુઃખ દીધા વિના જીર્ણ થતું નથી. જેમ માછલાં પકડવાના લોઢાંના કાંટામાં ઘાલેલું માંસ ખાનાર માછલાંનો નાશ થાય છે, તેમ અન્યાયથી પેદા કરેલ ધન ભોગવનારનો નાશ થયા વગર રહેતો નથી, કારણ કે તે ધન કર્મબંધનો હેતુ છે. કોઇ એમ કહેશે કે ગૃહસ્થ અન્યાય વિના ધન મેળવી શકશે નહિ; ધન નહી મળવાથી તેના નિવાર્હમાં હરકત થશે, નિવાર્હમાં ખામી પડવાથી ચિત્ત સમાધિ નહી રહે અને તેથી ધર્મ ધ્યાન પણ નહિ કરી શકે; તો તેનું સમધાન કરે છે. વિભવ લાભનો અત્યંત રહસ્યભૂત ઉપાય ન્યાયજ છે, અન્યાય નથી. યુકત અને અયુકત અર્થના સમૂહના વિભાગની કલ્પના કરવામાં અસમર્થ સ્થૂળ બુદ્ધિવાળા પુરૂષો સ્વપ્નાવસ્થામાં પણ અર્થ પ્રાપ્તિનો રહસ્યભૂત ઉત્કૃષ્ટ ઉપાય જાણી શકતા નથી. એમ શાસ્ત્રના જાણનાર પુરૂષો કહે છે. વળી કહ્યું છે કે:-

**निपानमेव मण्डुकाः सरः पूर्ण मिवाण्डजाः ।**
**शुभकर्माण मायान्ति त्रिवशाः सर्व संपदः ॥ १ ॥**
**नोदनवानर्थितामेति नवाम्भोभिर्न पूर्यते ।**
**आत्मातु पात्रतांनेयः पात्रमायान्ति संपदः ॥**

ભાવાર્થ--દેડકાં જેમ કુવાપ્રતિ જાય છે, અને પક્ષિઓ જેમ ભરેલા સમુદ્ર પ્રતિ જાય છે તેમ શુભકર્મવાળા પુરૂષને સર્વ સંપત્ પ્રાપ્ત થાય છે. ૧. સમુદ્ર જળની યાચના કરતો નથી તોપણ જળથી નથી પુરાતો એમ નથી, કારણ કે તે જળનું પાત્ર છે માટે તેમાં જળ આવ્યાજ કરે છે. તેમજ આત્માને પાત્ર બનાવવો, જો આત્મા સંપત્તિનું પાત્ર થશે તો સંપત્તિ તેની મેળે આવી મળશે. ૨.

ન્યાય એજ સંપત્તિ ઉપાર્જન કરવાનો ખરો ઉપાય છે, એમ કહેવાનું કારણ એ છે કે નિશ્ચયે કરી ન્યાયથીજ ધનની પ્રાપ્તિના અંતરાયભૂત કર્મનો નાશ થાય છે. જેમ લાંઘન વીગેરે, રોગનાશક ક્રિયાથી, તાવ અતિસારાદિ રોગનો ના.ા થઇ, આરોગ્યતા મળે છે, તેમ ન્યાયથી લાભાંતરાય કર્મનો નાશ થઇ, સંપત્તિઓ મળે છે. લાભાંતરાય કર્મનો નાશ થયાથી, ભવિષ્યમાં પોતાને વાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે.

એથી ઉલટી રીતે એટલે અન્યાયથી વખતે લાભ થાય છે પણ તેથી અર્થ પ્રાપ્તિ અનર્થ માટેજ છે, એ વાત નિઃસંદેહ છે. અન્યાયમાં પ્રવૃત્તિ કરવાથી રાજા દંડે, કેદ કરે અથવા લોકોમાં અપવાદ થાય, ઇત્યાદિ કારણોથી અન્યાય પ્રવૃત્તિજ ઘટતી નથી. કહ્યુ છે કેઃ-

**राजदंड भयात्पापं नाचरत्यधमोजनः**
**परलोक भयान्मध्यः स्वभादेव चोत्तमः ॥ १**

ભાવાર્થ--રાજાના ભયથી અધમ માણસ:પાપ કરતો નથી. મધ્યમ પુરૂષ પરલોકના ભયથી પાપ કરતો નથી. અને ઉત્તમ પુરૂષ તો સ્વભાવથીજ પાપનું આચરણ કરતો નથી.

કદાચિત્ કોઇ પુરૂષ અતિ નીચપણું ધારણ કરી અન્યાયથી પ્રવર્તે તોપણ અર્થ સિદ્ધિ અનિશ્ચિત છે. કદાચિત્ પાપાનુબંધિ પુણ્યના ઉદયથી થાય. તોપણ અન્યાય કરવાથી જે અનર્થ થવાનો છે, તેમાં કાંઇ શંસય નથી. અન્યાય પ્રવૃત્તિથી બંધાયેલ અશુભ કર્મ નિશ્ચયથી પોતાનું ફળ આપ્યા વિના જીર્ણ થતું નથી. વળી કહ્યું છે કેઃ-

**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्**
**नाभुक्तं क्षीयते कर्म कल्पकोटि शतैरपि ॥ २**

ભાવાર્થ—કરેલું શુભ અથવા અશુભ કર્મ ભોગવવું પડે છે. સેંકડો કલ્પકાલ થાય તોપણ કરેલું કર્મ ભોગવ્યા વિના નાશ પામતું નથી.

## વિવાહ કરવા વિષે.

વળી સમાન કુંટબવાળા, મદ્યમાંસ, રાત્રિ ભોજન ઇત્યાદિના પરિહાર રૂપ સમાન શીલવાળા, સરખા વૈભવવાળા, સમાન વેષવાળા, સમાન ભાષા બોલનારા, (પ્રસિદ્ધ એક પુરૂષથી થયેલા વંશમાં ઉત્પન્ન થયેલ ગોત્રજ કહેવાય તેવા ન હોય તે અગોત્રજ કહેવાય,) એવા અગોત્રીયોની સાથે એટલે ઘણા કાલના અંતરાયના વશથી ત્રુટિ ગયો છે ગોત્રનો સંબંધ જેનો, અને જેઓને ઘણા લોકોની સાથે વિરોધ નહોય, તેવા લોકો સાથે વિવાહ સંબંધ કરવો. બહુ વિરોધિ લોકોની સાથે વિવાહ નહિ કરવાનું કારણ એવું છે કે, જેની જાતિના ઘણા લોકો જેને ધિક્કારતા હોય અને જેને દેશના ઘણા માણસ સાથે વિરોધ હોય તેની સાથે વિવાહ સંબંધ અઘટીત કહેવાય. માટે શાસ્ત્રોમાં જે વિરોધ બતાવવામાં આવ્યા છે તે સર્વ વિરોધનો પરિહાર કરી વિવાહ સંબંધ જોડવો. અંહી નીચે કેટલોક વિરૂદ્ધ સંબંધ દેખાડવામાં આવે છે. અસમાન કુલશીલાદિવાળા સાથે વિવાહ સંબંધ કરવાથી, નિશ્ચે અઘટીતપણું થાય છે. અને શાસ્ત્રમાં કહેલા નિર્દોષ સંબંધનો અભાવ થવાથી, અંસતોષાદિ દોષનો સંભવ છે. જો વિભવનું અસાદશ્ય હોય તો ધનાઢ્યની છોકરી ગરીબ ધણીને ગણકારતી નથી અને તેથી તેના શાલાદિને હાની પહોચવા સંભવ છે. તેમજ ઘણાજ તવંગર ઘરનો વર ગરીબ ઘરની કન્યાની અવગણના કરે છે. એ રીતે સરખા વિભવવાળામાં વિવાહ સંબંધ નહિ કરવાથી દોષ આવે છે. અને દંપતિને સુખી થવા વખત આવતો નથી. માટે સમાન વિભવવાળા સાથે વિવાહ સંબંધ જોડવો જોઇએ.

ગોત્રજ સાથે વિવાહ સંબંધ કરવાથી, ગોત્રજમાં અનુસરવામાં આવતો નાના મોટાના વ્યવહારનો લોપ થાય. જો કે કન્યાનો પિતા વયથી તેમજ વૈભવથી મોટો હોય અને વરનો પિતા બંન્ને રીતે હલકો હોય તોપણ દીકરી આપવાથી તે હલકી પક્તિમાં ગણાશે. વળી એક ગોત્રીઓમાં રૂઢ થયેલ નાના મોટાનો વ્યવહાર ઉલ્લંઘીને, વિવાહ કરવાથી યોગ્ય વ્યવહાર ગુણ પામતાં નથી. પણ તેથી ઉલટું, તે વ્યવહારની પ્રવૃત્તિ કરવાથી, જેયષ્ઠતા કનિષ્ટતાના વ્યવહારનો લોપ થાય છે અને તેથી ગોત્રીયોને વિષે રહેલ વિનયનો ભંગ થાય છે. અને તેમ થવાથી મોટા અનર્થની પ્રવૃત્તિ થાય છે. માટે એક ગોત્રમાં

ઉત્પન્ન થયેલ પુરૂષ સાથે વિવાહનું કૃત્ય નજ કરવું. વળી જે પુરૂષની સાથે સંબંધ કરવાથી, પોતે નિરપરાધિ છતાં વિરોધનું પાત્ર થાય છે. અને તેથી આ લોક તથા પરલોકના અર્થનો નાશ થવા પ્રસંગ આવે છે. કારણકે સર્વ સુખ સંપત્ લોકના અનુરાગથીજ થાય છે. એવું વિચારીને જેનું સમાન કુલ સમાન શીલ, સમાન વૈભવ વીગેરે હોય, અને જે એક ગોત્રમાં ન હોય, અને જેને ઘણાની સાથે વિરોધ નહોય, તેની સાથે વિવાહ સંબંધ કરવો. વિવાહની બાબતમાં લૌકિક નીતિશાસ્ત્ર નીચે પ્રમાણે છે.

બાર વર્ષની કન્યા અને સોળ વર્ષનો વર વિવાહને યોગ્ય છે, તેથી નાની વયના વર કન્યાનો વિવાહ કરવો અયોગ્ય ગણાય. વિવાહ પૂર્વક વ્યવહારનો અર્થ એવો છે કે કુટુંબ ઉત્પન્ન કરવું અને તેનું પરિપાલન કરવું. જે જ્ઞાતિમાં પરણવાનો જે વિધિ બતાવેલ છે, તે પ્રમાણે જે પરણે તે કુળવાન કહેવાય છે, અને તેથી ઉલટું કરે તે અકુલવાન કહેવાય છે

અગ્નિ તથા દેવ દેવતા વીગેરેની સાક્ષી રાખી વર કન્યાનો હાથ મીલાવવો, તેનુ નામ વિવાહ કહેવાય છે. તે વિવાહના આઠ પ્રકાર છે:–

૧ જેમાં અલંકારથી ભૂષિત કન્યા વરને આપવામાં આવે છે અને 'તું આ મહા ભાગ્યશાળી પુરૂષની આજ્ઞામાં ચાલનારી થજે' એમ કન્યાને કહેવામાં આવે છે તે વિવાહને **બ્રહ્મ વિવાહ** કહે છે.

૨. જેમાં કન્યાનો પિતા પોતાના વૈભવને યોગ્ય દ્રવ્ય વરને આપી કન્યા પરણાવે તે વિવાહ **પ્રાજાપત્ય** કહેવાય છે.

૩. જેમાં વરને ગાય અને વાછરડો આપી કન્યા આપવામાં આવે છે તેને **આર્ષ વિવાહ** કહે છે.

૪. સ્ત્રી વિના, યજ્ઞ ( દેવ પૂજા વીગેરે ) થઇ શકતો નથી, એવું ધારી યજ્ઞ કરનારને યજ્ઞને અર્થે કન્યાદાન રૂપ દક્ષિણા આપે, તે વિવાહનું નામ **દેવ વિવાહ** રાખવામાં આવ્યું છે.

આ ચાર પ્રકારનો વિવાહ, ગૃહસ્થાશ્રમને યોગ્ય દેવ પૂજનાદિ વ્યવહારનું અંતરંગ કારણ છે, એટલે મુખ્ય કારણ છે અને માતા, પિતા, બંધુજન વિગેરે સર્વ લોકો આ પ્રકારના વિવાહને પ્રમાણ કહે છે, તેથી આ ચારે પ્રકારના ધર્મ-વિવાહ કહેવાય છે.

૫. સ્ત્રી પુરૂષને પરસ્પર પ્રીતિ થવાથી, માંહોમાંહે સંબંધ કરવો તે **ગાંધર્વ વિવાહ** કહેવાય છે.

૬. કોઇ પ્રકારની પ્રતિજ્ઞા કરી કન્યા આપવી તે **આસુર વિવાહ** કહેવાય છે.

૭. બળાત્કારથી કન્યાનું ગ્રહણ કરવું તેનું નામ **રાક્ષસ વિવાહ** કહેવાય છે.

૮. સુતેલી, પ્રમાદમાં પડેલી અથવા રમતી કન્યાનું, તેના માબાપ ન જાણે તેમ હરણ કરવું તે **પૈશાચ વિવાહ** કહેવાય છે.

આ ચાર વિવાહ અધર્મ યુક્ત ગણવામાં આવે છે; તોપણ જો કન્યા અને વરને અપવાદ વગર પરસ્પર રૂચિ હોય તો તે વિવાહને પણ ધર્મ યુક્ત જાણવો.

## વિવાહનું ફળ.

શુદ્ધ સ્ત્રીનો લાભ થવો એજ વિવાહનું ફળ છે, અને શુદ્ધ સ્ત્રી મળવાથી રૂડા પુત્ર રૂપ સંતતિનો લાભ થાય છે; દુઃખ રહિત થઇ, ચિત્ત સમાધિમાં રહે છે. અર્થાત્ જાતિવંત સ્ત્રી મળવાથી પુરૂષનું ચિત્ત સઘળી રીતે ચિંતા રહિત થાય છે. બહારના હર કોઇ પ્રકારના દુઃખનું નિવારણ કરવામાં, જાતવંત સ્ત્રી શિવાય બીજું કોઇ વધારે કુશળ નથી. ઘર સંબંધિ કામકાજનો સારો વ્યવહાર પણ જાતવંત સ્ત્રી ઉપર આધાર રાખે છે. ઘરમાં સારો આચાર પાળવો એ પણ જાતવંત સ્ત્રીને શીખવવું પડતું નથી, તે તેમાં સ્વભાવથીજ હોય છે, કારણ કે તે વિશુદ્ધ આચાર પાળવાવાળા કુળમાં ઉત્પન્ન થયેલી છે. દેવતા અતિથિ સગા સંબંધિ વિગેરેનો સત્કાર કરવાથી નિર્દોષપણું પણ સ્ત્રીને વિષેજ રહેલું છે, એટલે જેને જેવો ઘટે તેવો આદરસત્કાર પણ જાતવંત સ્ત્રીથીજ થઇ શકે છે.

## કુલીન સ્ત્રીનું રક્ષણ કરવાના ઉપાયો.

**૧. ઘર સંબંધિ સઘળા કામનો અધિકાર સ્ત્રીને માથે નાંખવો, કારણ કે તે કામમાં ગુંથાવાથી સ્ત્રીને બહાર ફરવા હરવાની નિવૃત્તિ ઓછી મળે, તથા અહંપણાથી ઘર કામને મન દઇ સારી રીતે કરે. ઇત્યાદિ ઘણા ગુણો એમાં રહેલા છે.**

૨. અમુક દ્રવ્યની રકમ સ્ત્રીને સોંપવી જોઇએ. જો કે ઘરમાં જોઇતા પદાર્થ પુરૂષોએ લાવવા જોઇએ, તોપણ સ્ત્રીને થોડા ઘણા પૈસા આપવાની જરૂર છે, કારણ કે પુરૂષની ગેરહાજરીમાં, જો સ્ત્રી પાસે ધન હોય, તો અવશ્ય જોઇતી ચીજ લાવી તે વખતે કામ ચલાવી શકે ઇત્યાદિ એમાં બીજા પણ ફાયદા ઘણા છે.

૩. સ્ત્રીને સ્વેચ્છાએ ચાલવાની છુટ ન મળવી જોઇએ. તે એવી રીતે કે, સ્ત્રીના અથવા બીજા કોઇ માણસના અંતઃકરણમાં એવો ભાસ થવો ન જોઇએ કે આ ઘરમાં પુરૂષનું ચલણ નથી પણ સ્ત્રીનું સ્વતંત્ર રાજ્ય છે.

૪. હમેશાં માનવા યોગ્ય સ્ત્રીઓની સોબતમાં સ્ત્રીનો વખત જાય એવી યુક્તિ કરવી જોઇયે. એટલે હમેશાં, સતી, શીખામણ આપે એવા, અને હિતકારક સ્ત્રીઓનો સંગ કરાવવો. આ ચાર સ્ત્રીના રક્ષણ કરવાના ઉપાય છે.

શંકા—કોઇ કહેશે કે વગર પરણે તૈયાર મળેલી વૈશ્યા સ્ત્રીથી વ્યવહાર કરવામાં શું બાધ છે?

જવાબ—ધોબીને લુગડાં ધોવાની શીલા અને કુતરાને પાણી પીવાના પાત્ર સમાન વૈશ્યા સ્ત્રી છે. જેમ ધોબીની શીલા ઉપર જે આવે તે લુગડાં ધોવે અને કુતરાના પાણી પીવાના વાસણમાં જે કુતરો આવે તે મોઢું ઘાલે તેમ વૈશ્યા પણ, જે પૈસા આપે, તેની સ્ત્રી થાય. એવી વૈશ્યા સ્ત્રીમાં મૂર્ખ શિવાય કયો પુરૂષ આસકત થાય? અર્થાત્ કોઇ સમજુ માણસ નજ થાય.

## વૈશ્યાનો કુલ ધર્મ.

દાનમાં દુર્ભાગ્યતા એટલે વેશ્યાનું ભાગ્ય એવું હોય છે કે તે કોઇ દીવસ દાનપુણ્ય કરે નહિ અથવા વૈશ્યાને દાન આપે તે દરિદ્રિ થાય છે. વસ્ત્ર આભુષણો વીગેરે જે કાંઇ વસ્તુ વૈશ્યાને સત્કાર તરીકે આપવામાં આવે છે, તે બીજાના ઉપયોગમાં આવે છે. વૈશ્યામાં ઘણી આસક્તિ કરવાથી પરાભવ થાય, અથવા મરણ થાય, એટલે મદ્યમાંસનો આહાર કરનારિ વૈશ્યામાં આસકત થવાથી, અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે તેથી અને તે શીવાય બીજા કેટલાએક કારણોથી, મરણ નીપજવાનો સંભવ છે. વૈશ્યા ઉપર ગમે તેટલો ઉપકાર કરીએ, તોપણ તે પોતાની થાયજ નહિ. ઘણા વખત સુધી સંબંધ રાખી, જો વૈશ્યાનો ત્યાગ કરવામાં આવે, તો તેજ વખતે તે બીજે પુરૂષ અંગીકાર કરશે. બીજા પુરૂષ પ્રતિ ગમન કરશે, ઇત્યાદિ, અનેક કારણોનો વિચાર કરી, પૂર્વે કહેવામાં આવેલ છે તે પ્રમાણે સ્ત્રી પરણવી એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

## ભય નિવારણ.

દ્રશ્ય તેમજ અદ્રશ્ય ઉપદ્રવનો ભય રાખવો એ પણ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. પ્રત્યક્ષ રીતે જોવામાં આવે તે દ્રશ્યભય કહેવાય અને અનુમાંનથી કે આગમથી જે જાણવામાં આવે તે અદ્રશ્ય ભય કહેવાય. કોઇ એમ કહે કે દૃષ્ટ તથા અદૃષ્ટ ભય ગૃહસ્થના ચિત્તમાંજ રહ્યા છે. તે વાતની ખાતરી કેમ કરાય? ઉત્તર—જ્યારે માણસ યથાશક્તિ, ભયના કારણનો પરિહાર દૂરથીજ કરે ત્યારે એમ સમજાય કે એના ચિત્તમાં ભય રહેલા છે, પણ તે વિના તો એમ સમજાય કે એના ચિત્તમાં ભય રહેલ નથી. અન્યાય વ્યવહારથી, જુગટું રમવાથી, પરસ્ત્રી સંગ કરવાથી વીગેરે એવાં બીજાં કેટલાએક કારણોથી આ લોકમાં પણ અનેક પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થાય છે, તે નજરે જોવામાં આવે છે. તેમજ મધમાંસનું ભક્ષણ કરવાથી નરકાદિ વેદના ભોગવવી પડે છે એવી જે વાત શાસ્ત્રદ્વારા જાણવામાં આવે છે તે અદ્રશ્ય ભય કહેવાય છે, માટે દ્રશ્ય અને અદ્રશ્ય ઉપદ્રવના કારણ રૂપ અન્યાય વ્યવહારથી અને મધમાંસાદિ સેવનથી આત્માને દૂરથીજ પાછો વાળવો.

## સદ્ગુણોની પ્રંસાશ કરવા વિષે.

વળી સારા પુરૂષના આચરણની પ્રશંસા કરવી એ પણ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. હમેશાં વૃત્તમાં રહેનાર અને જ્ઞાનથી વૃદ્ધ એવા ઉત્તમ પુરૂષોની સેવા કરી જેઓએ જ્ઞાન મેળવેલું હોય. એવા પુરૂષો સારા પુરૂષો કહેવાય તેમના આચરણની પ્રશંસા કરવી જોઇએ, તેવા પુરૂષોના આચરણ શાસ્ત્રોમાં પણ બતાવેલા છે જેમ કે,

लोकापवाद भीरुत्वं दीना भ्युद्धरणादरः ।
कृतज्ञता सुदाक्षिण्यं सदाचारः प्रकीर्तितः १ ॥
सर्वत्र निन्दा संत्यागो वर्णवादश्च साधुषु ।
आपद्यदैन्यमत्यन्तं तद्वत् संपादिनम्रता २ ॥
प्रस्तावे मित भाषित्व मविसंवादनं तथा ।
प्रतिपन्न क्रिया चेति कुलधर्मानुपालनम् ३ ॥
असद्व्ययपरित्यागः स्थाने चैवक्रियासदा ।
प्रधान कार्ये निर्बंधः प्रमादस्य विवर्जनम् ४ ॥
लोकाचाराणुवृतिश्च सर्वत्रौ चित्यपालनम् ।
प्रवृतिर्गर्हिते नेति प्राणैः कण्ठगतैरपि १ ॥

૧ કોઇની નિંદા ન કરવી, સાધુ પુરૂષની શ્લાઘા કરવી, આપત્ કાલમ અત્યંત દીનપણું ન કરવું, તેમજ સંપત્તીમાં અત્યંત નમ્રતા રાખવી.

૨ પ્રસંગ ઉપર યોગ્ય હોય તેજ બોલવું, કોઇની સાથે વિરોધ ન કરવો. અંગીકાર કરેલું કાર્ય પાર પાડવું અને પોતાના કુલાચારને મુકવો નહિ.

૩ ખોટે રસ્તે દ્રવ્ય ન ખરચવું, ઉત્તમ કાર્યમાં આગ્રહ રાખવો અને પ્રમાદનો ત્યાગ કરવો.

૪ જેમ ધર્મને બાધ ન આવે તેવી રીતે લૌકિક વ્યવહારને અનુંસરવું, અને સર્વ જગ્યાએ ઔચિત્યતાનું પાલન કરવું એટલે જે સ્થાને જે કરવાનું હોય તે સ્થાને તે કરવું અને પ્રાણ કંઠે આવ્યા હોય તોપણ નિંદામાં પ્રવૃતિ ન કરવી. એટલે જે પ્રવૃત્તિ કરવાથી લોક નિંદા કરે તેવી પ્રવૃત્તિ ન કરવી.

૫ લોકના અનાદરથી બીવું, ગરીબ લોકોને મદદ કરવી, કોઇએ ઉપકાર કર્યો તે કોઇ દિવસ ભૂલવો નહિ અને વખત આવે ત્યારે તેના ઉપર પ્રત્યુપકાર કરવા ચુકવું પણ નહિ. તથા સારા પ્રકારની (પૂણ્યના કામમાં નહિ) દાક્ષિણ્યતા રાખવી. આ પાંચ શ્લોકમાં બતાવેલા ગુણો જેનામાં હોય તે શિષ્ટ પુરૂષ કહેવાય. તેવા પુરૂષોની પ્રશંસા પૂર્વક તેના ગુણ ગ્રહણ કરવા તે ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. વળી કહ્યું છે કે.

**गुणेषु क्रियतां यत्नः किमाटोपैः प्रयोजनम्, ।**
**विक्रीयन्तेन घंटाभिर्गावः क्षीरविवार्जताः १ ॥**

ભાવાર્થ--ગુણને વિષે યત્ન કરવો, ઉપરના ડોળથી શું પ્રયોજન છે. ગુણ-વિના ઉપરનો આડંબર સર્વ મિથ્યા છે. જેમ દુધ નહિ દેનારી ગાયને ઘંટાથી શણુગારી વેંચવા જઇએ અને કોઇ ખરીદ કરતું નથી તેમ ગુણ વગર ઉપરનો ડોળ મિથ્યા છે એટલે અંતરંગ જ્ઞાનાદિ ગુણ વિના ઉપરની ક્રીયાના ડોળથી આત્માની શુદ્ધિ થતી નથી. બીજી જગ્યાએ પણ કહ્યું છે :-

**शुद्धाः प्रसिद्धि मायान्ति लघवोऽपीहनेतरे ।**
**तमस्यापि विलोक्यन्ते दान्ति दन्तान दान्तिनः १ ॥**

ભાવાર્થ—નાના હોય તોપણ શુદ્ધ પુરૂષો પ્રસિદ્ધિ પામે છે. અને મોટા ડુંગર જેવા પણ અશુદ્ધ હોય તો પ્રસિદ્ધિના પ્રતિપક્ષિને મેળવે છે. જેમ અંધારાને વિષે રહેલા હાથીના દાંત દેખાય છે પણ હાથી દેખાતો નથી, કારણ કે હાથીના દાંત ધોળા છે અને હાથી કાળો છે. તેમ નાના મોટાનો પણ મેળ નથી જે જ્ઞાનાદિ શુદ્ધ ગુણો સહિત હોય તે પ્રસિદ્ધિ પામે અને જેમાં તે ગુણોની ખામી હોય તે પ્રસિદ્ધિ પામી શકતો નથી.

## અંતરંગ શત્રુના જય વિષે.

વળી **કામ**, **ક્રોધ**, **લોભ**, **માન**, **મદ**, **હર્ષ** રૂપ છ અંતરંગ શત્રુનો ત્યાગ કરીને અવિરૂધ્ધ અર્થનો અંગીકાર કરીને ઇંદ્રિયોનો જય કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

બીજાએ પરણેલી અથવા વિવાહ વગરની કુંમારી છોકરી અથવા તો વેસ્યા વીગેરે બીજી એવી સ્ત્રીં સાથે દુષ્ટ આચાર કરવો તે **કામ** કહેવાય. ( આ વ્યાખ્યા સામાન્ય ધર્મ આશ્રયી છે. )

વિચાર કર્યા વગર પારકાને તેમજ પોતાને દુઃખ થાય તેવા કૃત્યો કરવા તે **ક્રોધ** કહેવાય.

દાન દેવા યોગ્ય પુરૂષોને દાન ન આપવું અથવા કારણ વગર પારકું ધન લેવું તે **લોભ** કહેવાય.

આગ્રહથી મોક્ષસાધવામાં ઉદ્યમવંત, જ્ઞાની પુરૂષોની શીખામણ નહિ માનવી અથવા તેમના વચનનો અનાદર કરવો તે **માન** કહેવાય.

કુલ, બલ, ઐશ્વર્ય, સંપત્, રૂપ, વિદ્યા વિગેરેથી આત્માને વિષે અહંકાર કરવો તે **મદ** કહેવાય, અથવા અન્ય લોકોને પીડા કરવાનું કારણ **મદ** કહેવાય છે.

નિમિત વગર કોઇને દુઃખ આપીને, જુગાર રમીને, અને મૃગયા વીગેરે પાપના કૃત્યો કરીને પોતાના મનને પ્રસન્ન કરવું તે **હર્ષ** કહેવાય.

આ છ શત્રુનો ત્યાગ કરીને, ગૃહસ્થાવસ્થાને યોગ્ય ધર્મ અને અર્થના સાધનને બાધન લાગે તેવી રીતે, પાંચ ઇંદ્રિઓના વિષયને અત્યંત આસકિત

રહિત, થઇને ભોગવવાથી, ઇંદ્રિયોના વિકારને રોકવા ૩૫ ઇંદ્રિયોનો જય કરવો. એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. કેમકે સર્વથા ઇંદ્રિયોને વિષય થકી રોકવી તે તો યતિનો ધર્મ છે. અહિંયા તો સામાન્યથી ગૃહસ્થ ધર્મ કહેવાનો અધિકાર ચાલે છે માટે ગૃહસ્થ ધર્મનું વિવેચન કરેલું છે.

## અયોગ્ય સ્થાન ત્યાગ વિષે.

ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો એપણ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. પોતાના અને બીજા રાજાના લશ્કરથી વિક્ષોભ એટલે પરસ્પર બન્ને રાજા લડાઇ કરવામાં તત્પર હોય તેથી થતા ઉપદ્રવવાળું, દુકાલ મરકી વીગેરેથી ભયવાળુ અને જ્યાં ઘણા લોકોની સાથે વિરોધ હોય એવું સ્થાન તજી બીજી જગ્યાએ રહેવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. કારણકે એવા સ્થલનો ત્યાગ નહિ કરવાથી ઉપ્તન્ન થયેલ ઉપદ્રવથી ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થનો નાશ થવા સંભવ છે અને તેમ થવાથી આ લોક તથા પરલોકમાં અનર્થજ થાય.

## સ્વામી માર્ગણ વિષે.

પોતાને યોગ્ય, રક્ષણ કરવાને સમર્થ, નહિ થયેલા લાભ સંપાદન કરાવવામાં અને મેળવેલ લાભનું રક્ષણ કરવામાં સમર્થ એવા રાજાદિ પુરૂષોનો આશ્રય લેવો. અર્થાત્ 'તમે મારૂ રક્ષણ કરવા યોગ્ય છો હું તમારી રક્ષાપાત્ર છું" એમ કહી તેને સ્વાધીન થવું વળી શાસ્ત્રમાં પણ કહેલું છે કે,

**स्वामिमूलाः सर्वा प्रकृतयः । अमूलेषु तरुषु किंकुर्यात् पुरुषप्रयत्नः॥**

ભાવાર્થ--સ્વામી વગર પ્રકૃતિ હોઇ શકતી નથી. મુળ રહિત ઝાડ હોય તો પુરૂષ પ્રયત્ન શું કરવાનો છે? મુળ સારૂં હોય તો ઝાડને ઉછેડવાનો પ્રયત્ન સાર્થક છે, તેમ સ્વામી સારો હોય તોજ સારૂં થાય. ધર્માત્મા, શુદ્ધ કુળવાળો, શુદ્ધ આચારવાળો, શુદ્ધ પરિવારવાળો, પ્રતાપવાન્ ન્યાયવાન્ વીગેરે સદ્ગુણો યુકત સ્વામીની સેવા કરવી ઉચિત છે.

## સોબત કરવા વિષે.

વળી સામાન્ય રીતે ગૃહસ્થોએ, વંશ પરંપરાથી ચાલ્યા આવતા સુજનતા, ડહાપણુ, કૃતજ્ઞતા વીગેરે ઉત્તમગુણુ યુકત અને આગ્રહથી સદાચારનું પાલન કરનાર પુરૂષનો સંગ કરવો જોઇએ, કેમકે ક્ષુદ્ર પુરૂષ સર્પની પઠે આશ્રય

કરવા યોગ્ય છેજ નહિ. ઉત્તમ પુરૂષની સોબત કરવાથીજ સુપ્રસિદ્ધિ થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–

**गुणवानितिप्रसिद्धिः सन्निहितैरेवभवतिगुणवद्भिः ।**
**ख्यातोमधुर्जगत्यपि सुमनोभिः सुरभिभिः सुरभिः ॥ १ ॥**

ભાવાર્થ––સમીપમાં રહેલા ગુણવાન પુરૂષોથીજ "આ પુરૂષ ગુણવાન છે" એવી પ્રસિદ્ધિ થાય છે. સુગંધિ પુષ્પોથી મધુ એટલે વસંત ઋતુ સુરભિ એવા નામથી પ્રખ્યાત છે, એટલે વસંત રૂતુનું સુરભિ એવું જે નામ રાખવામાં આવ્યું છે તે, તે ઋતુમાં સુરભિ પુષ્પો થાય છે તેને લઇને છે તેમ સારા માણસની સોબતથી મનુષ્ય પણ સારો ગણાય છે.

## યોગ્યસ્થાન નિવાસ.

આગળ જેના લક્ષણ કહેવામાં આવશે એવા અસ્થાનથી વિલક્ષણ એટલે સારા સ્થાનમાં નિવાસ કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

ચારે તરફ ઉજ્જડ જમીન હોય એવા ઘરમાં રહેવું એ ગૃહસ્થને અનુચિત છે કેમકે ચારે તરફ આવરણ રહિત હોવાથી ચોર વિગેરે લફંગા લોકો નિર્ભય થઇ પરાભવ કરવા ઉત્સાહ કરે.

બધી બાજુમાં બીજા ઘરોથી ઢંકાઇ ગયલા ઘરમાં રહેવું એપણ અયોગ્ય છે, કારણ કે તેવા ઘરના બારી બારણા વીગેરે બીજા ઘરોથી ઢંકાઇ ગયલા હોય છે અને તેથી શોભા નથી પામતું, એટલુંજ નહિ પણ જ્યારે અગ્નિ વિગેરેનો ઉપદ્રવ થાય છે ત્યારે તેવા ઘરમાંથી નીકળવાનું અને પેસવાનું ઘણું મુશકેલી ભરેલું થઇ પડે છે.

વળી જુગટા વીગેરે વ્યસનથી પરાભવ પામેલા પડોશીની જોડે રહેવું એ પણ અસ્થાન કહેવાય છે, કારણ કે કુશીલ લોકો સાથે બોલવાથી, તેમની સાથે બેસવાથી તથા તેમની સોબત કરવાથી ગુણવાન પુરૂષોને પણ ગુણની હાની થાય છે, કેમકે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે ગુણ અને દોષ સોબતથી ઉત્પન્ન થાય છે. એટલા માટે યોગ્ય સ્થાનમાં વસવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

જ્યાં દરોના અંકુશ તથા કુસ્તૂંબ નામની વનસ્પતિ ઘણી હોય, જ્યાં સારા રંગની તેમજ સારી ગંધવાળી માટી હોય, જ્યાં સ્વાદિષ્ટ જળની ઉત્પત્તિ

હોય ત્યાં, તથા દ્રવ્ય ભંડાર યુકત પૃથ્વી ઉપર, પ્રશસ્ત વાસ્તુ શાસ્ત્રના નિયમને અનુસરીને બાંધેલા ઘરમાં વસવું, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે, કારણ કે તે શાસ્ત્રમાં બતાવેલા લક્ષણથી વિરૂદ્ધ લક્ષણવાળા ઘરમાં રહેવાથી સત્પુરૂષોને વૈભવની હાનિ ઇત્યાદિ લોક પ્રસિદ્ધ ઘણા દોષ ઉત્પન્ન થાય છે, કેમકે સારા લક્ષણ યુકત ઘરમાં રહેવાથી વાંછિત ફલની સિદ્ધિ થાય છે એમ શાસ્ત્રમાં પણ કહેલું છે.

ઘરના લક્ષણો નિઃસંશય રીતે જાણવા માટે અતીંદ્રિય પદાર્થના જ્ઞાનના હેતુ ભૂત **શકુન, સ્વપ્ન** અને **ઉપશ્રુતિ** રૂપ નિમિત્તથી પરીક્ષા કરવી, તેમાં શકુન અને સ્વપ્નનો અર્થ સર્વ જગ્યાએ પ્રસિદ્ધ છે માટે અહીં લખતા નથી. કોઇનો શબ્દ સાંભળી કલ્પના કરવી તેનું નામ **ઉપશ્રુતિ** કહેવાય છે. લોકોમાં કેટલીએક જગ્યાએ શકુન કરતા શબ્દ નિમિત્ત અધિક ગણવામાં આવે છે. તેવી વિધિનો કેટલોક ભાગ અંગવિદ્યામાં કહેલો છે, તે પ્રકારની પરિક્ષાથી ઘર બાંધવાના સઘળા લક્ષણોનું અવલોકન કરવું.

ઘરમાં આવવા જવાના ઘણા રસ્તા ન રાખવા કારણ કે અનેક રસ્તા હોવાથી ઘરની સારી રીતે રક્ષા ન થઇ શકે, અને તેથી સ્ત્રી વિગેરે ઘરના માણસોને તેમજ વિભવને ઉપદ્રવ થાય. ઘરના બારણાની અતિશય રક્ષા કરવાથી અન્ય જનોને અંદર પેસવાનો અવકાશ મળતો નથી. પરિમિત દ્વારવાળા ઘરનું રક્ષણ સહેલાઇથી થાય છે, એટલે તેવા ઘરમાં રાખેલી વસ્તુઓ સહેલાઇથી સંભાળી શકાય છે. એ પ્રકારના ગૃહમાં વાસ કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

## વેષ વિષે.

પગની જાંગ અડધી ઉઘાડી રાખવી, પાઘડીનું છોગું મુકવું, અત્યંત સજ્જડ અંગરખું પહેરવું અને જાર પુરૂષની ચેષ્ટા દર્શક વેષ ધારણ કરવો ઇત્યાદિ વિરૂદ્ધ વેષ કહેવાય છે. એવા વિરૂદ્ધ વેષનો ત્યાગ કરી, પોતાના વિભવ, અવસ્થા, તથા નિવાસ સ્થાનને ઉચિત વેષ ધારણ કરવો, એટલે લોકોમાં હાંસિપાત્ર ન બનીએ એવો વેષ રાખવો, કેમકે ઉચિતપણે વર્તવાથી લોક હાંસિ ન કરે, અને જો લોક હાંસિ કરે તો પોતાને કષાય ઉત્પન્ન થાવા સંભવ છે માટે જેથી કષાય ઉત્પન્ન ન થાય તેવા ઉપાયે વર્તવું. પ્રસન્ન વેષ ધારણ કરનાર પુરૂષ મંગળ મૂર્તિ કહેવાય છે, અને મંગળથીજ લક્ષ્મીની ઉત્પત્તિ થાય છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે :—

**श्रीर्मङ्गलात्प्रभवति प्रागल्भ्यात्प्रवर्धते ।**
**दाक्ष्यात्तु कुरुते मूलं संयमात्प्रतितिष्ठिते ॥ १ ॥**

ભાવાર્થ—મંગળથી લક્ષ્મી ઉત્પન્ન થાય છે. ચતુરાઇથી લક્ષ્મીની વૃદ્ધિ થાય છે. ડહાપણથી લક્ષ્મીનું મૂળ બંધાય છે અને સંયમથી લક્ષ્મી પ્રતિષ્ઠા પામી રહે છે. ન્યાયથી વિભવ મેળવવો અને અન્યાયમાં વ્યય ન કરવો તેનું નામ લક્ષ્મી સંયમ કહેવાય છે તે સંયમથી પ્રાયે લક્ષ્મીનો ક્ષય થતો નથી.

## ખરચ.

આવકને યોગ્ય ખરચ કરવો. એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. વળી નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

**पादमायान्निधिं कुर्यात् पादंवित्ताय घट्टयेत् ।**
**धर्मोपभोगयोः पादं पादंभर्तव्यपोषणे ॥**

ભાવાર્થ—દરેક ગૃહસ્થે પોતાની આવકના ચાર ભાગ કલ્પવા. તેમાંથી એક ભાગ ઘરમાં અનામત રાખવો, અને એક ભાગ પૈસાની વૃદ્ધિ થાય એવી યુક્તિથી ઉપયોગમાં લેવો. એક ધર્મ તથા પોતાના ઉપભોગ માટે રાખવો અને એક ભાગ જે માણસો પોતા ઉપર આધાર રાખતા હોય તેવા માણસોના પોષણ માટે રાખવો. એટલે સ્ત્રી પુત્રાદિના રક્ષણ માટે રાખવો વળી કહ્યું છે કે :-

**आयार्द्धं नियुञ्जीत धर्मे समधिकं ततः ।**
**शेषेण शेषं कुर्वीत यत्नतस्तुच्छमैहिकम् ॥**

અર્થ—આવકના બે ભાગ પાડવા. તેમાં એક ભાગ ધર્મને વિષે ખરચવો અને બંનેતો તેથી વધારે પણ ખરચવો; અને બાકી રહેલા ધનથી તુચ્છ એવું આ લોક સંબંધી સઘળું કામ કરવું.

જેમ રોગથી શરીર નબળું થાય છે અને કાંઇ કામ કરી શકાતું નથી તેમ આવક કરતાં વધારે ખરચ કરવાથી પુરૂષ કોઇ પ્રકારનો વ્યવહાર ચલાવવા સમર્થ થતો નથી. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ-

आयव्ययमनालोच्य यस्तु वैश्रवणायते ।
अचिरेणैव कालेन सोऽत्र वै श्रवणायते ॥

અર્થ—આવક અને ખરચનો વિચાર કર્યા વગર જે માણુસ કુબેર ભંડારીની પેઠે પોતાને ધનવાન્ સમજી અઘટિત ખરચ કરે છે તે પુરૂષ નિયમથી થોડા કાળમાં શ્રવણુ માત્ર રહે છે એટલે અમુક માણુસ સાહુકાર હતા એવું સાંભળવા માત્ર તે થાય છે.

## દેશાચાર અનુકરણ.

ભોજન આચ્છાદનાદિ ક્રિયારૂપ, લાંબા વખતથી ચાલતા આવેલા અને શિષ્ટ પુરૂષને સંમત એવા દેશાચાર પ્રમાણે વર્તવું એ ગ્રહસ્થનો સામાન્ય ધર્મ છે. કારણુ કે દેશાચારનું ઉલ્લંઘન કરવાથી લોકોની અપ્રીતિ થાય છે અને તેથી અકલ્યાણુ થવા સંભવ છે. વળી લૌકિક વ્યવહારમાં આ પ્રસંગે આમ પણુ કેહવાય છે કે:—

यद्यपि सकलां योगी छिद्रां पश्यति मेदिनीम् ।
तथापि लौकिकाचारं मनसापिनलंघयेत् ॥

અર્થ—યોગી પુરૂષ, જો કે સમગ્ર પૃથ્વીને છીદ્રવાળી દેખે છે એટલે પૃથ્વીના સઘળા લોકોને દોષયુકત સમજે છે તો પણુ મનથી પણુ લૌકિક આચારનું ઉલ્લંઘન નકરી શકે. કારણુ કે સર્વ ગુણુયુકત વીતરાગજ હોય.

વળી આ લોક તથા પરલોકમાં અનાદરપણુાથી નિંદાપાત્ર એવાં મદ્ય માંસ સેવન, પરસ્ત્રીગમન, ઇત્યાદિ પાપસ્થાનમાં મન, વચન, અને કાયાને નહિ પ્રવર્તાવવા રૂપ શુધ્ધ આચારનું પાલન કરવાથી સામાન્ય કુલમાં ઉત્પન્ન થયેલ માણુસપણુ ઘણીજ મહોટાઇ પામે છે. શાસ્ત્રમાં પણુ કહ્યું છે કે:—

न कुलं वृत्तहीनस्य प्रमाणमितिमेमतिः ।
अन्तेष्वपि हिजातानां वृत्तमेवविशिष्यते ॥

અર્થ—વૃત, (સદાચાર) રહિત પુરૂષનું કુલ પ્રમાણુરૂપ નથી. એમ મારૂં માનવું છે. કારણકે હલકા કુલમાં ઉત્પન્ન થયેલ પુરૂષનું પણુ વૃત્ત, મહોટાઇને પામે છે.

## નિંદા ન કરવા વિષે.

ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ દરેક જાતના પ્રાણીઓના ખરાબ આચારણ વિષે બોલવું નહિ. કોઇ પણ પ્રાણીનું માઠું બોલવાથી તે પ્રાણીસાથે દ્વૂષ ભાવ થાય છે. તેમાં વળી રાજા, પ્રધાન વીગેરે ઘણા માનવંત લોકોની માઠી વાત તો કોઇ દીવસ કરવી નહિ. કારણ કે તેઓનો અવર્ણવાદ કરવાથી મોટા ઉપદ્રવની ભીતિ રહે છે. વળી કહ્યું છે કેઃ—

**नपरपरिवादादन्य विद्वेषणे परं भैषजमस्ति ।**
**राजादिषुतु वित्तप्राणनाशनादेरपिदोषः स्यात् ॥**

અર્થ—અન્ય લોક સાથે દ્વેષ કરવાનું, નિંદા શીવાય, બીજું કોઇ મોટું કારણ નથી. અને રાજા વીગેરેની નિંદા કરવાથી તો ધન તથા પ્રાણ વગેરેનો નાશ થવાનો પણ દોષ થાય છે. માટે કોઇ માણસનો અવર્ણવાદ ન કરવો, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

## સદ્ગુણીની સોબત કરવા વિષે.

જેમ લોકો અગ્નિથી બળતા, ઉપદ્રવથી પીડાતા, અને દુકાળે હણાતા, દેશનો ત્યાગ કરે છે અને સારા દેશમાં નિવાશ કરે છે. તેમ આલોક તથા પરલોકમાં અનિતિકારી આચારણવાળા જુગારી પ્રમુખનો ત્યાગ કરી સારા આચારણવાળા પુરૂષનો સંગ કરવો, એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે, કારણ કે ખરાબ આચારવાળા પુરૂષનો ત્યાગ કરીને પણ જો સારા આચરણવાળા પુરૂષની સોબત ન કરે તો તેવા સારા ગુણ વૃદ્ધિ ન પામે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છેઃ—

**यदि सत्संगनिरतो भविष्यसि भविष्यसि ।**
**अथा सज्जन गोष्टीषु पतिष्यसि पतिष्यसि ॥**

અર્થ—જો સારા પુરૂષોની સોબતમાં તત્પર થઇશ તો સર્વ ઐશ્વર્યવાળો થઇશ, અને જો ખરાબ પુરૂષની ગોષ્ટીમાં પડીશ તો સર્વ ઐશ્વર્યથી પડીશ, એટલે સર્વ સુખથી ભ્રષ્ટ થઇશ.

## માત પિતાનો ભકિત વિશે.

વળી માત પિતાની ત્રણ કાળ પૂજા કરવી. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**पूजनं चास्य विज्ञेयं त्रिसंध्यं नमन क्रिया।**
**तस्यानवसरेऽप्युच्चै श्चेतस्यारोपितस्यतु॥**

ભાવાર્થ—માતા પિતા વીગેરે પૂજ્ય વર્ગને પ્રાતઃકાળે, મધ્યાહ્ન કાળે તથા સાયંકાળે નમસ્કાર કરવો તે તેમનું પૂજન કહેવાય છે. અવસર ન મળે તો મનમાં ઉચ્ચ પ્રકારે તેમનું ધ્યાન કરી નમસ્કાર કરવો. ગુરૂ વર્ગની ગણના શાસ્ત્રમાં પણ કહેલી છે :-

**मातापिता कलाचार्य एतेषांज्ञातयस्तथा।**
**वृद्धा धर्मोपदेष्टारो गुरुवर्गः सतांमतः॥**

અર્થ-માતા, પિતા, કળા શીખવનાર, તેમજ જ્ઞાતિ, વૃદ્ધ પુરૂષો તથા ધર્મના ઉપદેશકો એ સર્વના સમુદાયને સંત પુરૂષોએ ગુરૂ વર્ગ માનેલો છે.

આ પ્રમાણે કહેલ ગુરૂ વર્ગનું બહુ માન કરવાની રીત પણ શાસ્ત્રમાં બતાવેલી છે.•

**अभ्युत्थादियोगश्च तदन्तेनिभृतासनम्।**
**नामग्रहश्च नास्थाने नावर्ण श्रवणं क्वचित्।**

અર્થ—ગુરૂજન આવે ત્યારે ઉભા થઇ સામા જવું આસન આપવું. સુખ શાંતિ પુછવી ઇત્યાદિ તે પ્રસન્ન થાય તેવી યોજનાઓ કરવી. તેમની સમીપે નિશ્ચળ રીતે આસનવાળી બેસવું. અઘટીત જગ્યાએ તેમનું નામ ગ્રહણ પણ ન કરવું, તથા તેમની નિંદા ન સાંભળવી, અને શક્તિ હોય તો નિંદકને બોલતો બંધ કરવો, અને પોતાની શક્તિ તેવી ન હોય તો ત્યાંથી ઉઠી બીજે ઠેકાણે જવું.

વળી પરલોકના સુખ સાધન રૂપ દેવ પૂજા વિગેરે ધર્મ વ્યાપારમાં વર્તતા માતા પિતાને પોતે તે કાર્યમાં સ્થિર કરવા. 'આજથી તમારે ઘર કામની ચિંતા કરવી નહિ, કોઇ પણ જાતના વ્યવહારમાં પડવું નહિ. ફક્ત નિશ્ચિંત ચિત્તે ધર્મ-ધ્યાન કરવું" ઇત્યાદિ વચનોથી ધર્મને વિષે તેમનો ઉત્સાહ વધારવો. વળી તેમની આજ્ઞા અનુસારે વર્તવું. વર્ણ, ગંધ, રસ વીગેરેથી શ્રેષ્ઠ અને નવીન પુષ્પ, ફળ, પ્રમુખ વસ્તુઓ માતા પિતાને અર્પણ કરવી, અને અન્ન વિગેરે

વસ્તુનો માતા પિતાએ ઉપભોગ કર્યા બાદ પોતે તે વસ્તુનું સેવન કરવું પણ વ્રત વિગેરે કોઇ કારણથી જો માતા પિતા તે વસ્તુનો ઉપભોગ ન કરે તોપણ પોતે કરે. એ પ્રકારે ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

## પોષ્ય પોષણ કરવા વિષે.

સ્ત્રી પુરૂષમાં કોઇ પણ પ્રાણીને કોઇ પણ પ્રકારે ઉદ્વેગ ન થાય એવી રીતે મન વચનની પ્રવૃત્તિ કરવી, કારણ કે બીજાને ઉદ્વેગ કરવાથી કોઇ જગ્યાએ પુરૂષને સમાધિનો લાભ થતો નથી, કારણ કે જેવી પ્રવૃત્તિ કરે તેવું ફળ થાય છે, માટે કોઇ પણ પ્રાણીને ઉદ્વેગ ન થાય એવી રીતે વર્તવું જોઇએ.

માતા પિતા તથા પોતાને આધારે રહેલા સગા સંબંધિનું ભરણ પોષણ કરવું તેમાં માતા પિતા, પોતાની સાધ્વી સતી સ્ત્રી અને પુખ્ત ઉમરે નહીં પહોચેલાં બાળકોનું તો અવશ્ય રક્ષણ કરવું જોઇએ. મનુ સૃતિમાં કહ્યું છે કેઃ–

वृद्धौच मातापितरौ सतिभार्या सुतः शिशुः ।
अप्यकर्म शतं कृत्वा भर्तव्या मनुरब्रवीत् ॥

અર્થ—ઘણા દુષ્કર સેંકડો કાર્ય કરીને પણ વૃદ્ધ માતા પિતા, સતી સ્ત્રી અને નાના બાળકોનું રક્ષણ કરવું એમ મનુ કહે છે. અને વળી મહાભારતમાં ભીષ્મ યુધિષ્ઠિર પ્રત્યે કહે છે કે–

चत्वारितेतात गृहेवसन्तुश्रियाभिजुष्टस्यगृहस्थधर्मे ।
सखा दरिद्रो भगिनीव्यपत्या जातिश्च वृद्धो विधनः कुलीनः ।

અર્થ—હેતાત, ગૃહસ્થ ધર્મમાં રહેલો અને લક્ષ્મીએ સહિત એવો જે તું તેણે, તારા ઘરમાં આ ચાર માણસનું પણ પોષણ કરવા યોગ્ય છે. તે દેખાડે છે–દુઃખી મિત્ર, પરિવાર વગરની પોતાની બેન, તથા પોતાની જાતિનો કોઇ પણ વૃદ્ધ, ધન રહિત થયેલ કુળવાન પુરૂષ આ ચારે પ્રકારના મનુષ્યોનુ લક્ષ્મીવાન્ ગૃહસ્થોએ રક્ષણ કરવું યોગ્યજ છે.

વળી તે રક્ષણીય વર્ગને જેને જે કાર્ય ઉચિત હોય તેવા કાર્યમાં જોડી દેવો જોઇએ કારણ કે માણસ યોગ્ય કામ વિના નવરો પડીને વિનોદ રહીત થાય છે અને તેથી પોતાની શક્તિ, જુગટા વીગેરે, અકાર્યમાં વાપરે છે અને તેવી

વર્તણુકથી તે માણુસ નકામો બને છે. માટે એવા માણુસ ઉપર ઉપકાર કરવો તે અપકાર બરાબરજ લેખાય છે, કારણુ કે તેથી એને નુકસાનજ થાય છે. અર્થાંત્ જેનું ભરણુ પોષણુ કરીએ તેને હરેક કાંઇ કામમાં જોડવો અને જો તેમ ન કરીએ તો તે નિશ્ચિંત થઇ અનેક પ્રકારના વ્યસન શીખે. અને તેથી દુર્ગતિ પામે એવું નિમિત્ત કારણ ભરણ પોષણ કરનારો થાય છે. માટે તેવા માણુસને યોગ્ય કામે જોડી તેનું ભરણુ પોષણ કરવું એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે*

વળી તેવા માણુસોને સોંપેલા કામમાં પણુ પોષણ કરનાર પુરૂષે બરાબર લક્ષ રાખવું જોઇએ. કારણુ કે જો તે લક્ષ ન આપે તો તે કામ કરનારાઓ નારાજ યાય છે અને તેમ થવાથી તે પોતાને સોંપેલું કામ કરવા સમર્થ થતા નથી.

વળી તે પોષ્ય વર્ગની આ લોક તથા પરલોક સંબંધિ અનર્થથી રક્ષા કરવા સર્વ પ્રકારે મહાન્ ઉદ્યમ કરવો. એમ કરવાથી રક્ષકને યથાર્થ સ્વામીત્વ પ્રાપ્ત થાય છે. કારણુ કે જે અપ્રાપ્ત વસ્તુને પમાડે તે **યોગ** કહેવાય અને પ્રાપ્ત વસ્તુની રક્ષા કરે તે **ક્ષેમ** કહેવાય. એ **યોગ** અને **ક્ષેમ** કરનાર **સ્વામી** કહેવાય છે. કારણુ કે શાસ્ત્રમાં પણુ કહ્યું છે કે જે આ લોક તથા પરલોક સંબંધિ અનર્થથી પોતાના આશ્રિતને બચાવે તે **સ્વામી** કહેવાય.

જ્યારે પોષ્ય વર્ગ કાંઇ કારણથી લોક વિરૂદ્ધ આચારનું સેવન કરી નિંદાપાત્ર થાય ત્યારે **શંસય, વિપર્યય** અને **અનધ્યવસાય** રહીત યથાર્થ રીતે, વસ્તુ સ્વરૂપના નિશ્ચયરૂપ જ્ઞાનની તથા પોતાના ગૌરવની રક્ષા કરવી†.

એક વસ્તુ વિષે પરસ્પર વિરૂદ્ધ અનિશ્ચિત જ્ઞાનનું નામ, **શંસય** કહેવાય છે. એક વસ્તુમાં જુદી જુદી વસ્તુનું જ્ઞાન થાય તે પણ **શંસય** કહેવાય છે.

વિપરિત જ્ઞાન **વિપર્યય** કહેવાય છે.

અમુક વસ્તુનું નિર્ણય રહિત જ્ઞાન **અનધ્યવસાય** કહેવાય છે.

આ ત્રણ પ્રકારના વિપરિત જ્ઞાન રહિત વસ્તુ સ્વરૂપનો નિશ્ચય તે **સમ્યક્ જ્ઞાન** કહેવાય.

---

* આવા કાર્યમાં ગૃહસ્થે વિવેક રાખવાની જરૂર છે. સર્વથા નિષેધ નથી.

† પોતાના ગૌરવની રક્ષા કરવી એ વાકયનો અર્થ એવો પણુ થાય છે કે પોતે કરેલ તેના ગૌરવની રાખ કરવી એટલે નાશ કરવો.

## દેવ સ્વરૂપ.

ક્લેશ ઉત્પન્ન કરનાર કર્મના સેંકડો વિપાકથી મુક્ત થયેલા અને ભક્તિ ભરથી દેવતા પ્રમુખ ભવ્યજીવો જેમની નિરંતર સ્તુતિ કર્યા કરે છે તે **દેવ** કહેવાય. અજ, અર્હત્, અરૂહન્ અનંત, બુદ્ધ, શંભુ, તમોંતક ઇત્યાદિ નામ તેજ પરત્માના છે, તેવા પરમાત્મા દેવની નિરંતર પૂજા કરવી જોઇએ.

જેઓ સર્વ દીવસને વિષે એકજ રીતીએ ધર્મકાર્ય કરે છે અને ગૃહસ્થની પેઠે તિથીઓમાં ભેદ નથી રાખતા તે **અતિથિ** કહેવાય. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

**तिथिः पर्वोत्सवाः सर्वे त्यक्तायेनमहात्मना ।**
**अतिथिं तं विजानीयाच्छेषमभ्यागतंविदुः ॥**

ભાવાર્થ--જે મહાત્મા પુરૂષોએ સર્વ પર્વ ઉત્સવ વીગેરે તિથિઓનો ત્યાગ કર્યો છે એટલે જેને સૃષ્ટિમાં સર્વ દિવસ સરખા છે તે **અતિથિ** કહેવાય બાકીના **અભ્યાગત** કહેવાય. એવા **અતિથિને** અન્નપાન આપી સત્કાર કરવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે.

ધર્મ અર્થ અને કામના આરાધનમાં જેની શકિત ક્ષિણ થઇ હોય તે દીન એટલે ગરીબ કહેવાય. એવા દીન જનને દાન આપવું એ પણ ગૃહસ્થને આદરવા જોગ છે. દેવાદિના ઔચિત્ય એટલે ઉત્તમ, મધ્યમ, જઘન્ય રૂપ સેવાનો અર્થ સમજવો અને તેનું ઉલ્લઘંન ન કરવું. કારણ કે તેમ કરવાથી અગણિત ગુણો પણ જોવામાં આવતા નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:-

**औचित्यमेकमेकत्र गुणानांराशिरेकतः ।**
**विर्शायते गुणग्राम औचित्यपरिवर्जितः ॥**

ભાવાર્થ--એક જગ્યાએ એકલું ઔચિત્ય મુકો અને એક જગ્યાએ સઘળા ગુણનો સમુહ મુકો તોપણ ઔચિત્ય રહિત ગુણનો સમુહ નાશ પામશે.

બીજા લોકોથી અતિશે શ્રેષ્ટ રીતે વર્તે તે ઉત્તમ પુરૂષ કહેવાય તેવા પુરૂષો સ્વભાવથીજ પરોપકાર કરવાવાળા અને પ્રિય વચન બોલવાવાળા હોય છે. તેમને અનુસરીને વર્તવાથી ઉદાર ચિત્ત હોઇને સ્વપ્નમાં પણ વિકારવાળી પ્રકૃતિ થતી નથી. અને તેથીજ એવા પુરૂષનું અનુકરણ કરી ઔચિત્ય મેળવવા અને મેળવ્યા પછી તેની રક્ષા કરવામાં તત્પર રહેવું એ ગૃહસ્થને યોગ્ય છે.

દેવાદિની પૂજા હંમેશા કરવી જોઇએ અને વિશેષથી ભોજન કરતાં પહેલાં કરવી જોઇએ.

## ભોજન.

પોતાની પ્રકૃતિને અનુકુલપણાથી સમય થયે ભોજન કરવું. જે પુરૂષ પોતાની પ્રકૃતિને અનુકુળ પાન આહાર ઇત્યાદિ લે છે તેજ સુખી થાય છે. અને તેનું નામ **સાત્મ્યપણું** કહેવાય છે.

એ પ્રકારના સાત્મ્યપણાથી ભુખ લાગી હોય તો ભોજન કરવું તે કાળ ભોજન કહેવાય છે. એમ પણ કહેલું છે કે જન્મારાથી આરંભીને સાત્મ્યપણે ખાધેલું વિષ પણ પથ્ય થાય છે, અને અસાત્મ્યપણે ખાધેલું પથ્ય પણ પ્રકૃતિને પ્રતિકુલ થાય છે. બળવાન્ પુરૂષને સર્વ વસ્તુ પથ્યજ થાય છે એમ માની કાલકુટ ઝેર ન ખાવું, કારણ કે સારી રીતે ઝેર ઉતારવામાં પ્રવીણ માણસ કોઇ વખત ઝેરથીજ મરણ પામે છે.

પ્રકૃતિને અનુકુળ પડે તેમ વેળા સર ભોજન કરવામાં પણ અધિક લોલુપપણુ ન રાખવું, કારણ કે જે પુરૂષ મિત જમે છે તે બહુ જમે છે, કારણ કે જે અધિક ખાવામાં આવે છે તે ઉલટી, ઝાડા કે મરણ એ ત્રણમાનું એક કર્યા વિના વિરામ પામતું નથી, એટલે પચતું નથી, માટે મિત જમવું. સવારમાં એવી રીતે જમવું કે સાંજના જઠરાગ્નિ મંદ ન પડી જાય, અને સાંજે એવી રીતે જમવું કે જેથી સવારે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, એટલે ભુખ લાગે, તેનું નામ મિત ભોજન કહેવાય છે. ભોજનના પરિણામમાં કોઇ પણ જાતનો સિદ્ધાંત નથી. જેટલું પોતાની જઠરાગ્નિ પચાવી શકે તેટલું જમવું, કારણ કે અતિશય જમવાથી શરીર તથા જઠરાગ્નિ બન્ને બગડે છે. વળી અગ્નિ પ્રદીપ્ત હોય અને થોડું જમે તોપણ દેહ દુર્બલ થાય છે. તેમજ ઘણું ખાવાથી પચાવવામાં મુશ્કેલી પડે છે. વળી થાકી ગયેલ માણસને એકદમ પાણી પીવાથી અથવા જમવાથી તાવ, ઉલટી વગેરે અનેક પ્રકારના રોગો થાય છે, માટે થાક લાગ્યો હોય તો થોડી વિશ્રાંતિ લીધા પછી પાણી પીવું અને ભોજન કરવું.

એક વખત ખાધેલું જ્યાં સુધી બરાબર પચ્યું ન હોય ત્યાં સુધી બીજી વખત નજ જમવું. અજીર્ણ છતાં જે ભોજન કરવામાં આવે તે સર્વ રોગના કારણ ભૂત અજીર્ણની પુષ્ટિ કરે છે. વળી કહ્યું છે કે—

**अजीर्णप्रभवारोगा स्तत्राजीर्णं चतुर्विधम् ।**
**आमंविदग्धं विष्टब्धं रसशेषं तथापरम् ।**
**आमेतुद्रवगंधित्वं विदग्धेधुमगंधिता ।**
**विष्टब्धे गात्रभंगोत्र रसशेषेतुजाड्यता ॥**

અર્થ—સર્વ રોગો અજીર્ણથી ઉત્પન્ન થાય છે, તે અજીર્ણ ચાર પ્રકારનું છે. **આમ અજીર્ણ. ૨ વિદગ્ધ અજીર્ણ. ૩ વિષ્ટબ્ધ અજીર્ણ. ૪ રસ અજીર્ણ.**

નરમ ઝાડો આવે અને કોહેલી વસ્તુના જેવી ગંધ નીકળે ત્યારે **આમ અજીર્ણ** થયું છે એમ જાણવું. કોઇ ખરાબ વસ્તુ બળવાથી દુર્ગંધિ ધૂમાડાની ગંધ જેવી જેના વિષ્ટામાંથી ગંધ નીકળે છે તે **વિદગ્ધ અજીર્ણ** કહેવાય છે. જ્યારે ગાત્ર ભાંગે ત્યારે **વિષ્ટબ્ધ અજીર્ણ** થયું છે એમ માનવું. જ્યારે શરીરમાં કોઇ પણ પ્રકારની સ્ફુર્તિ ન રહે ત્યારે **રસશેષ અજીર્ણ** થયું છે એવું માનવું. આ પ્રકારે અજીર્ણ ઓળખવું.

જ્યારે અજીર્ણ થયું હોય ત્યારે નીચે લખેલા ચિન્હો પણ જોવામાં આવે છે.

**मलवातयोर्विगंधो विड्भेदो गात्रगौरवमरुच्यम् ।**
**अविशुद्धश्चोद्गारः षडजीर्णव्यक्तलिंगानि ॥**

અર્થ–૧ મળનો ગંધ વિપરિત થાય.

૨ પવનનો ગંધ વિપરિત થાય.

૩ વિષ્ટામાં ભેદ થાય.

૪ શરીર ભારે પડી જાય.

૫ અન્ન ઉપર રૂચિ ન થાય.

૬ ખરાબ ઓડકાર આવે.

આ છ લક્ષણો અજીર્ણ થયું છે એમ સુચવે છે.

**मूर्च्छा प्रलापो वमथुः प्रसेकः सदनंभ्रमः ।**
**उपद्रवाभवन्त्येते मरणंवाप्यजीर्णतः ॥**

અર્થ—મુચ્છી આવે, બકવા થાય, કંપારી આવે, અતિશય થુંકવું પડે એટલે મોળ આવે, અંગ ગ્લાની પામે, ભ્રમ થાય, ફેર ચડે વીગેરે ઉપદ્રવો અજીર્ણથી થાય છે છેવટ અજીર્ણથી મરણ પણ થાય છે.

## સામાન્ય બોધ.

વળી બલમાં કાંઇક ઘટાડો માલૂમ પડે કે તરતજ તેના ઉપાય કરવા. શરીરના બલને ઘટાડે એવો પરિશ્રમ કરવો નહિ. સ્નિગ્ધ અને બહુ થોડું ભોજન કરવું, અને બીજા પણ બલ આવે એવા ઉપાય કરવા. કારણ કે શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે બલ છે તેજ જીવતર છે. માટે જેમ બલને હાનિ ન પહોંચે તેમ કાર્યમાત્રમાં પ્રવૃત્તિ કરવી. વળી કોઇ વખત કોઇ પ્રકારે કોઇ બલવાન્ માણસ જો બળનાશક વ્યાધિની દરકાર ન કરે તો તે વ્યાધિ તેને પરિણામમાં વૃદ્ધિ પામી ઝેરરૂપ થાય છે. માટે વ્યાધિની પણ ઉપેક્ષા નજ કરવી.

અઘટિત દેશ કાળમાં વિચરવું નહિ. એટલે ચોરાદિ ઉપદ્રવ યુકત હોય તો તે **અઘટિત દેશ** કહેવાય તથા ઉપદ્રવયુકત કાલ વર્તતો હોય તો તે **અઘટિત કાલ** કહેવાય. તેવા અઘટિત દેશકાળમાં વર્તવું નહિ. એટલે તેવા દેશનો ત્યાગ કરી જ્યાં ચોરાદિનો ભય ન હોય તેવે સ્થાનકે જઇ રહેવું અને જ્યાં સુકાલ વર્તતો હોય ત્યાં જઇ નિવાસ કરવો. નહી તો આ લોક તથા પરલોક સંબંધિ અનર્થની પ્રાપ્તિ થાય.

જેને જેમ ઘટે તેમ લોકના ચિત્તને અનુસરવા રૂપ વ્યવહાર કરવો. કારણ કે તેમ નહી કરવાથી લોકોના ચિત્તમાં પોતાની અવગણના થાય. અને તેથી પોતાની લઘુતા પોતેજ ઉત્પન્ન કરી કહેવાય. એ રીતે પોતામાં રહેલા બીજા શુદ્ધ આચારની પણ પોતેજ લઘુતા કરી એમ ગણાય. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

**લોકઃ ખલ્વાધારઃ સર્વેષાં ધર્મચારિણાંયસ્માત્ ।**

**તસ્માલ્લોક વિરુદ્ધં ધર્મવિરુદ્ધંચસંત્યાજ્યમ્ ॥**

ભાવાર્થ—ધર્મમાર્ગને વિષે ચાલનારા સર્વ પુરૂષોને ખરેખર લોકવ્યવહાર આધાર છે માટે લોકવિરૂદ્ધ તથા ધર્મવિરૂદ્ધ જે હોય તેનો ત્યાગ કરવો જોઇએ.

પોતાના કર્મના દોષથી જાતિ વિદ્યા વિગેરે ગુણોએ, નીચતાને પામેલા હીન લોકો સાથે વ્યવહાર ઓછો કરવો પણ તદન તિરસ્કાર કરવો નહિ. કારણ કે તેઓ ગુણોની હીનતાથી, એવું સમજે છે કે અમે તેવા ગુણો અંગીકાર કરવા સમર્થ નથી. એમ વિચારી કોઇ ઉત્તમ પુરૂષોનું અનુકરણ કરી પોતાને કૃતાર્થ માનીને આનંદ પામે છે.

વળી કોઇ પણ મનુષ્ય સાથે અતિ પરિચયન કરનો કારણ કે અતિ પરિચયથી ગુણવાન પુરૂષોનો પણ અનાદર થાય છે. વળી કહ્યું છે કે–

**अतिपरिचयादवज्ञा भवतिविशिष्टेपिवस्तुनिप्रायः ।**
**लोकः प्रयागवासी कुपेस्नानंसदाकुरुते ॥**

ભાવાર્થ––અતિ પરિચય કરવાથી ઘણું કરીને સારી વસ્તુ વિષે પણ તિરસ્કાર થાય છે. જેમ પ્રયાગ તીર્થમા રહેવાવાળા પુરૂષો તે તીર્થનું સ્તાન છોડી દઇ હમેશાં કુવાના પાણીથી સ્નાન કરે છે.

સારા આચારમાં વર્તવું અને દુરાચારથી દુર રહેવું તે **વ્રત્ત** કહેવાય. ગ્રાહ્ય અને ત્યાજ્ય વસ્તુઓનો વિભાગથી નિશ્ચય કરવો તે **જ્ઞાન** કહેવાય છે.

ઉપર કહેલા વૃત્તવાળો વૃત્તસ્થ કહેવાય અને તેવા પ્રકારના, જ્ઞાનવાળો જ્ઞાન વૃદ્ધ કહેવાય એવા પુરૂષોની સેવા કરવી. દરિદ્રિની સેવા કરવાથી દારિદ્ર્ય પ્રાપ્ત થાય અને સમર્થની સેવા કરવાથી સામાર્થ્ય પ્રાપ્ત થાય. અને સારા ગુણ અને સારી ક્રિયા યુકત પુરૂષોની જો સારી રીતે સેવા કરીએ તો નિશ્ચયથી તેઓ સદુપેદશ વિગેરે ફલ આપે છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે–

**उपदेशः शुभोनित्यं दर्शनं धर्मचारिणाम् ।**
**स्थाने विनय इत्येतत् साधुसेवाफलंमहत् ॥**

અર્થ—ધર્માચારી પુરૂષો નો શુભ ઉપદેશ સાંભળવો તથા નિત્ય તેમનું દર્શન કરવું અને યોગ્ય સ્થાને તેમનો વિનય કરવો. એ સર્વ સત્ પુરૂષોની સેવા કરવાનું મોટું ફલ છે.

વળી પરસ્પર વિરોધ ન આવે તેમ માંહોમાંહે બંધાયલા ધર્મ અર્થ અને કામ તેનો અંગીકાર કરવો.

## ધર્મ અર્થ અને કામ એ ત્રીવર્ગ કહેવાય છે.

જેનાથી સારી ગતિ અને મોક્ષ મળે તે ધર્મ કહેવાય. જેનાથી વ્યવહારિક તથા પારમાર્થિક સર્વ પ્રયોજનની સિદ્ધિ થાય તે અર્થ કહેવાય. પોતાની કલ્પનાએ માની લીધેલા શુભ રસ સહિત સર્વ ઇંદ્રિઓની તૃપ્તિ જેનાથી થાય તે કામ કહેવાય. પરસ્પર હરકત ન પહોંચે એવી રીતે એ ત્રણેનું સેવન કરવું. વળી એ ત્રિવર્ગની આરાધના એક બીજાની અપેક્ષા રહે તેમ કરવી, કારણ કે કોઇ પુરૂષ ધર્મ અને અર્થનો ઉપઘાત કરી કેવળ કામમાં લીન થાય છે તો તે વનના હાથીને પેઠે આપત્તિ પામે છે.

ધર્મનું ઉલ્લંઘન કરી, જેમ સિંહ હાથીને મારીને જો કે હાથીના માંસમાંથી ઘણા જીવ તૃપ્તિ પામે છે પણ પાપ પોતે કરે છે તેથી કેવળ પાપનું પાત્ર થાય છે, તેમ કેવળ દ્રવ્ય ઉપાર્જન કરે તો તે દ્રવ્ય બીજા લોક ભોગવે છે અને પોતે પાપનુંજ પાત્ર બને છે. વાવવા માટે રાખેલું બી ખાઇ જનાર ખેડુ જેમ દુઃખી થાય છે તેમ આ મનુષ્ય જન્મ રૂપ બીજ પાપ કૃત્ય કરી ગુમાવનાર દુઃખી થાય છે, કારણ કે અધર્મી પુરૂષનું ઉત્તર કાલમાં કાંઇ પણ કલ્યાણ થતું નથી. જે પુરૂષ પરલોક સંબંધિ સુખને વિરોધ ન લાગે તેમ આ લોકમાં સુખ ભોગવે છે તે પુરૂષ નિશ્ચે સુખી થાય છે. માટે ધર્મને બાધ ન લાગે તેમ બુદ્ધિમાન્ પુરૂષે અર્થ અને કામમાં યત્ન કરવો.

જે અર્થ અને કામને હણી ફક્ત ધર્મનીજ ઉપાસના કરે તેને યતિપણું અંગીકાર કરવું એજ કલ્યાણકારી છે. પણ પ્રાયેકરી ગૃહવાસ કરવો એ યુકત નથી. જો ઘરવાસમાં રહેતો તેને અર્થ અને કામનું આરાધન કરવું એ પણ શ્રેયકારી છે.

કાંઇ પણ વિચાર કર્યા વિના ઉત્પન્ન થયેલા દ્રવ્યનો ખરચ કરે તે તાદાત્વિક કહેવાય. બાપદાદાએ એકઠું કરેલું દ્રવ્ય અન્યાય માર્ગે ઉડાવી દે તે મુલહર કહેવાય. અને જે પુરૂષ સેવકો તથા પોતાને પીડા કરી ધન એકઠું કરે અને ધર્મ માર્ગમાં ખરચ ન કરે તે કદર્ય કહેવાય. તેમાં તાદાત્વિક અને મૂલહર એ બે પુરૂષોને ઉત્તર કાલમાં કલ્યાણ નથી. કારણ કે અર્થના નાશથી ધર્મ અને કામનો નાશજ થાય છે. અને કૃપણ પુરૂષે એકઠું કરેલું દ્રવ્ય પણ તેના પોતાના હીત માટે ઉપયોગમાં આવતું નથી તે તો રાજા, અથવા કુંટિંબી, અથવા તો ચોરના ભંડારમાં રહે છે. માટે આ ત્રણ પ્રકારના પુરૂષની પ્રકૃતિ

છોડી દઇ મતિમાન્ પુરૂષે અર્થ રૂડી રીતે રાખવો. જેણે પોતાની ઇંદ્રિયો વશ નથી તેને અર્થ પ્રાપ્તિ નથી. વળી કામાસકત પુરૂષે કરેલા ઉપાય સારા ન હોય કારણ કે એવા પુરૂષના ધન, ધર્મ અને શરીર પરવશ હોય છે. જેને સ્ત્રીઓમાં અત્યંત આસકિત હોય એટલે વિરૂદ્ધ કામ પ્રવૃત્તિ કરનારાઓ, શીઘ્ર નાશ પામે છે. માટે ધર્મ અને અર્થને બાધ ન લાગે એવી રીતે કામમાં પ્રવૃત્તિ કરવી, એ પ્રમાણે વિચારી પરસ્વ વિરોધ ન લાગે તેવી રીતે ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થની સેવા કરવી.

ધર્મ અર્થને કામ એ ત્રણમાંથી કોઇની બાધાનો સંભવ થાય તો જે ક્રમમાં તેમનું સ્વરૂપ બતાવ્યું છે તે ક્રમ પ્રમાણે જેને બાધ આવતો હોય તેની પહેલાના પુરૂષાર્થનું રક્ષણ કરવું. જ્યારે કામ પુરૂપાર્થને બાધ લાગતો હોય ત્યારે ધર્મ અને અર્થનું રક્ષણ કરવું. કારણ કે તે બે વિના કામ સહેલાઇથી ભોગવાતો નથી. કામ અને અર્થની બાધા થાય તો ધર્મનીજ રક્ષા કરવી કારણ કે તે બેનું મૂલ ધર્મ છે, વળી કહ્યું છે કે–

**धर्मश्चेन्नावसीदेत कपालेनापि जीवति।**
**आढयोस्मीत्यवगन्तव्यं धर्मवित्ताहिसाधवः॥**

ભાવાર્થ––ભીખ માંગીને પોતાનું પોષણ કરનાર માણસ પણ જો ધર્મ સહિત હોય તો તે સીઝાય નહિ, કારણ કે તે એમજ સમજે છે કે હું ધનવાન છું, મારે શા માટે દુખી થવું જોઇએ. **સાધુ પુરૂષોને ધર્મ એજ ધન છે.**

બુદ્ધિમાન પુરૂષોએ સર્વ કાર્યના આરંભમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ સહિત પોતાના બળ તથા અબળનો એટલે સામર્થ્ય અને અસામર્થ્યનો વિચાર કરવો, કારણ કે પોતાના બળથી વિરૂદ્ધ પ્રારંભ કરનારને ક્ષય સંપત્તિજ પ્રાપ્ત થાય છે, માટે ઉત્તમ પુરૂષોએ પોતાની શક્તિનો વિચાર કરીને દરેક આરંભ કરવા. વળી કહ્યું છે–

**कः कालः कानिमित्राणिकोदेशः कौव्ययागमौ।**
**कश्चाहं कामेशक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः॥**

કાલ કેવો છે? મારા મિત્રો કોણ છે? દેશ કેવો છે? ખરચ અને આવક કેવાં છે? હું કોણ છું? મારી શક્તિ કેટલી છે? એ બધી વાતનો વારંવાર વિચાર કરવો.

વળી ધર્મ અર્થ અને કામની ઉત્તરોત્તર વૃદ્ધિ રૂપ અનુબંધમાં પ્રયત્ન કરવો. અનુંબંધ રહિત પ્રયોજનથી, વંધ્યા સ્ત્રીની પડે કોઇ પણ ગૌરવ પામતા નથી. માત્ર હીલના પામે છે.

જે કાળમાં જે વસ્તુ હેય અને જે વસ્તુ ઉપાદેય હોય તેનો અત્યંત નિપુણ બુદ્ધિએ વીચાર કરી હાનોપદાન કરવું, કારણ કે બુદ્ધિની નિપુણતાથી સર્વ લક્ષ્મી પામ્ર થાય છે- વળી શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે:-

**यः * काकिणीमप्यपथप्रपन्नामन्वेषते निष्कसहस्रतुल्याम् ।**
**कालेन कोटिष्वपि मुक्तहस्तस्तस्यानुबंधं नजहातिलक्ष्मीः ॥**

ભાવાર્થ—જે પુરૂષ કુમાર્ગમાં પડેલા પા પૈસાને પણ હજાર સોના મોહોર તુલ્ય ગણે છે તે પુરૂષ રક્તે રક્તે કોડિ દ્રવ્ય વાપરવા સમર્થ થાય છે, કારણ કે લક્ષ્મી તેનો સંબંધ મુકી શકતી નથી. જે દ્રવ્ય સંચય કરી દાન પૂન્યમાં ખરચે છે તેને ભવો ભવ લક્ષ્મી મળે છે.

સુંદર સ્ત્રી સાથે જુવાન કિન્નરે આરંભેલ ગીત સાંભળવાના ઉદાહરણથી હમેશાં ધર્મ શ્રવણ કરવું કારણ કે ધર્મમાં હંમેશાં સુવચનોજ હોય છે અને તેથી અગણિત ગુણો થાય છે. કહ્યું છે કે;-

**कान्तमुपोज्झति खेदं तप्तं निर्बातिबुध्यतेमूढम् ।**
**स्थिरतामेति व्याकुलमुपयुक्तसुभाषितंचेतः ॥**

ભાવાર્થ—ઉપયોગી પુરૂષનું સુવચન ગ્લાનિ પામેલા પુરૂષના ચિત્તના ખેદને દુર કરે છે. તાપ પામેલાના ચિત્તને શાંત કરે છે. મોહ પામેલાના ચિત્તમાં પ્રતિબોધ કરે છે. તથા વ્યાકુળ ચિત્તવાળાને સ્થિર કરે છે. ઇત્યાદિ અગણિત ફાયદાઓ સુવચનથી થાય છે. અને તેવા સુવચન શાસ્ત્રોમાંજ હોય છે. માટે હમેશાંશાસ્ત્ર શ્રવણ કરવું.

સર્વત્ર કાર્યમાં પ્રવર્તેલા બુદ્ધિમાન્ પુરૂષોએ **અભિનિવેશ** ન કરવો. બીજાનો પરાભવ કરવા માટે અનીતિનું કાર્ય કરવું તે **અભિનિવેશ** કહેવાય, અને તે અભિનિવેશ નીચ પુરૂષનું લક્ષણ છે, કારણ કે નીતિ માર્ગનું

---

* **रूपकस्य अशीतमोभागः ।**

ઉલ્લંધન કરી અનીતિના કૃત્ય કરવાં એ નીચ પુરૂષોનું લક્ષણ છે. વિદ્વાન્ લોકો પણ કહે છે કેઃ-

**दर्पः श्रमयति निंचान्निष्फलनयविगुणदुष्करारम्भैः ।**
**श्रोतो विलोमतरणैर्व्यसनिभिरायास्यतेमत्स्यैः ॥**

ભાવાર્થ—જેમ વ્યસનિ (કમભાગ્ય) માછલાંઓ પાણીના પ્રવાહ સન્મુખ ચાલી પોતાના આત્માને ફોગટ પ્રયાસ આપે છે. તેમ નીચ પુરૂષો પણ મગરૂબીથી, ફલરહિત, અન્યાય યુકત અને ઘણાજ મુશ્કેલ કામોનો આરંભ કરી પોતાના આત્માને દુઃખ દે છે.

ડહાપણ, સુજનતા, ઉદારતા, સ્થિરતા, પ્રિયભાષણ ઇત્યાદિ પોતાને તથા પરને ફાયદા કારક આત્મધર્મમાં પક્ષપાત રાખવો, તેની પ્રશંસા કરવી, બહુ માન કરવું, સહાય કરવી, વીગેરે સાધનોથી જેમ ગુણનો બાધ ન થાય, તેમ પ્રવૃત્તિ કરવી, કારણ કે ગુણનો પક્ષપાત કરનારા પુરૂષો બહુ માનદ્વારા પ્રાપ્ત કરેલ પુણ્યાનુંબંધી પુણ્યના વિસ્તારના સામર્થ્યથી આલોક તથા પરલોકમાં, શરદ્ ઋતુના ચંદ્રના કિરણ સરખો ગૌર ગુણનો સમુહ નિશ્ચયથી પામે છે, કારણ કે ગુણનું બહુ માન કરવાનો અભિપ્રાય ચિંતામણી રત્ન કરતા પણ અધિક શક્તિવાળો ગણવામાં આવે છે, કેમકે ચિંતામણી રત્ન તો ફકત આલોકમાંજ સુખ આપે છે, અને ગુણનું બહુમાન કરવાનો અભિપ્રાય અનુક્રમે મોક્ષ સુખ આપનાર છે માટે ગુણનું બહુમાન કરવું એ ગૃહસ્થનો ધર્મ છે.

**ઉહ, અપોહ, અભિનિવેશ, શુશ્રુષા, શ્રવણ, ગ્રહણ, ધારણા,** અને **વિજ્ઞાન** આ આઠ બુદ્ધિના ગુણ ઉપાર્જન કરવા.

૧ જાણેલા પદાર્થનો આધાર લઇને તે પ્રકારનો બીજા પદાર્થમાં વ્યાપ્તિ જ્ઞાને તર્ક કરવો તેનું નામ **ઉહ** કહેવાય, એટલે જેમ ઘરને વિષે ધૂમાડો જોવાથી જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ હોય એવો નિશ્ચય થાય, પછી પર્વતમાં ધૂમાડો જોઇ ત્યાં અગ્નિ હશે એવો વિર્તક થાય; તેમ ધર્મ સંબંધિ કાર્યમાં પણ કોઇ જીવની હિંસા કરવાથી પાપ લાગે છે એવો પ્રથમથી નિશ્ચય કરેલો હોય તો પછી કોઇ જીવને દુઃખ દઇએ તો પાપ લાગે એવો વિતર્ક થાય તેનું નામ **ઉહ** કહેવાય. ઉક્તિ યુકતી એ કરીને,

વિરૂદ્ધ હિંસાદિક અર્થથી, દોષની સંભાવનાએ, નિવૃત્તિ પામવી તેનું નામ **અપોહ** કહેવાય, અથવા **ઉહ** એટલે સામાન્ય જ્ઞાન, અને **અપોહ** એટલે વિશેષજ્ઞાન. તત્વ પ્રવેશ એટલે **અભિનિવેશ.** સાંભળવાની ઇચ્છા **શુશ્રુષા;** સાંભળવું તે **શ્રવણ;** સાભળેલા અર્થનો અંગીકાર કરવો તે **ગ્રહણ.** અંગીકાર કરેલ અર્થને સ્મૃતિમાં રાખવો તે **ધારણા.** મોહ, સંદેહ, અને વિપરિતતા રહિત જ્ઞાનનું નામ **વિજ્ઞાન** કહેવાય. આ પ્રકારે જેણે બુદ્ધિનો ઉત્કર્ષ મેળવ્યો હોય તે કોઇ જગ્યાએ સ્ખલના ન પામે. કહ્યું છે કેઃ-

**जीवंतिशतशः प्राज्ञाः प्रज्ञयावित्तसंक्षये ।**
**नहि प्रज्ञाक्षयेकश्चिद्वित्ते सत्यपिजीवति ॥**

ભાવાર્થ--સંકડો ડાહ્યા પુરૂષો ધનનો નાશ થાય તોપણ બુદ્ધિથી જીવે છે પણ બુદ્ધિનો નાશ થયે ધનવાન્ જીવી શકતો નથી, માટે ધનવાન્ કરતાં બુદ્ધિવાન્ વધારે ઉત્તમ છે.

આ પ્રમાણે ઉપર બતાવેલા ન્યાયથી જે પુણ્યવાન્ જીવ રૂડી રીતે ગૃહસ્થ ધર્મ પાલશે તે આલોક તથા પરલોકમાં સુખ મેળવશે. વળી તે પ્રકારની પ્રવૃત્તિ પુણ્યાનુંબંધિ પુણ્યાના બંધથી અનિંદ્ય છે એટલે ઉત્તમ પુરૂષોએ વખાણવા યોગ્ય છે, માટે આ પ્રકારના ધર્મમાં ગૃહસ્થોએ ઉદ્યમ કરવો યોગ્ય છે.

દુર્લભ એવો આ મનુષ્ય જન્મ પામીને આત્માનું હિત કરવું એજ સાધ્ય છે, કારણ કે અકાલ મૃત્યુ આ દુનિયામાં અચાનક વસ્તુ માત્રને હતી ન હતી કરી નાંખે છે. આ પ્રકારની દુનિયાની સ્થિતિ છે ત્યારે પરિણામમાં દુઃખ આપનારી સંપત્તિમાં આગ્રહ છોડી આત્માર્થી પુરૂષોએ ઉચ્ચ પ્રકારે ધર્મ સેવન કરવું.



# પ્રકરણ બીજું.



## ગૃહસ્થને ઉપદેશ.

**प्रायः सद्धर्मबीजानि गृहिष्वेवंविधेष्वलम् ।**
**रोहन्ति विधिनोप्तानि यथाबीजानिसत्क्षितौ ॥**

ભાવાર્થ-જેમ સારી પૃથ્વીમાં વિધિ પૂર્વક વાવેલાં બીજ ઉગે છે તેમ ગૃહસ્થને વિષે પણ વિધિ સહિત વાવેલા સદ્ધર્મના બીજ બહુધા ઉગે છે.

ઘણું કરીને સદ્ધર્મના, બીજ રૂપ **સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન** અને **સમ્યક્ ચરિત્ર** સહિત, કારણો નીચે પ્રમાણે છે:-

**दुःखितेषु दयात्यन्तमद्वेषोगुणवत्सुच ।**
**औचित्यासेवनं चैव सर्वत्रैवाविशेषतः ॥**

ભાવાર્થ-દુઃખિ પ્રાણીઓ ઉપર અત્યંત દયા કરવી, અને ગુણવાન્ ઉપર દ્વેષ ન રાખવો, અને સર્વ જગ્યાએ ભેદ રહિતપણે યોગ્યનું આસેવન કરવું.

ધર્મના બીજો, પોતાના કુળ ક્રમથી ચાલતા આવેલા અને નિંદા રહિત અને ન્યાય સહિત અનુષ્ઠાનાદિ ગુણપાત્ર ગૃહસ્થોમાં, પોતાના ફલના સત્ય કારણપણે ઉગે છે. વળી કહ્યું છે કે:-

**वपनं धर्मबीजस्य सत्प्रशंसादितद्गतम् ।**
**तच्चिन्ताद्यङ्कुरादिस्यात् फलसिद्धिस्तुनिर्वृत्तिः ॥**

ભાવાર્થ-સત્પુરૂષોની પ્રશંસા કરવી વીગેરે ક્રિયા ધર્મના બીજ વાવવા રૂપ છે. અને તે ધર્મની ચિંતા કરવી તે અંકુરા વિગેરે છે. અને મોક્ષ, ધર્મની ફલ સિદ્ધિ છે.

**चिन्तासच्छ्रुत्यनुष्ठान देवमानुषसंपदः**

**क्रमेणाङ्कुरसत्कांड नालपुष्पसमामताः ॥**

ભાવાર્થ—વળી ધર્મની ચિંતા અંકુરારૂપ છે, ધર્મનું શ્રવણ કરવું તે ડાળો સમાન છે. ધર્મનું અનુષ્ઠાન નાલ સમાન છે. અને દેવતા મનુષ્યનિ સંપત્ ફ્લ રૂપ છે.

જેમ બીજ વાવ્યા પછી અંકુરા ફુટે પછી ડાળા થાય ફુલ થાય અને છેવટ ફળ થાય તેમ અંહી પણ જાણવું. મરૂ દેવી પ્રમુખને વિષે અન્યથા ભાવ થાય તો તેમાં વિરોધ નથી કારણ તેમનું ભવ્યપણું પરિપક્વ થયેલું હતું.

જેમ ઉષર ભુમિમાં વાવેલા બીજનો નાશ થાય છે અથવા તો અંકુરો થઇ સુકાઇ જાય છે તેમ અજ્ઞાન ખાર યુક્ત હૃદય ભુમિમા વાવેલા સદ્ધર્મના બીજનો નાશ થાય છે અથવા તો અંકુરા ફુટી નિષ્ફલ થાય છે. એમ પંડિત પુરૂષો કહે છે; કારણ કે અયોગ્યાતાથી મુર્ખ પુરૂષ થોડું પણ સારૂં કાર્ય કરવા સમર્થ નથી થતો, ત્યારે ધર્મ સંબંધિ, મોક્ષને ઉપયોગી કાર્ય કેમ કરી શકશે ? હિતકર અને દુ:ખકર વસ્તુઓના તફાવત સમજવામાં અકુશળ પુરૂષ નિર્વાહાદિ અનુષ્ઠાનપણ સારી રીતે નથી સાધી શકતો કારણ કે તે દરેક વિષયમાં અજ્ઞ છે. જે સર્ષવ માત્રનું ધારણ કરવા અસમર્થ હોય છે તે મેરૂ પર્વતનું ધારણ કેમ કરી શકે, અર્થાત્ નજ કરી શકે. માટે જે માણસ જેટલું ધારવા સમર્થ હોય તેને તે પ્રકારનો બોધ કરવો જોઇએ.

પ્રથમ જે પુરૂષને દેશના કરવાની છે તેની પ્રકૃતિ જાણવી જોઇએ. એટલે તે પુરૂષ ગુણવાન્ લોકોની સોબતમાં રહેવા ખુશી છે કે નહિ વીગેરે જાણવું જોઇએ. વળી તે પુરૂષ કયા દેવમાં ભક્તિ તથા રાગવાળો છે તે પણ ઉપદેશકે પ્રથમથી જાણવું જોઇએ, કારણ કે જેની પ્રકૃતિ પહેલાથી જાણેલી હોય તેને કેઇશૈલીથી ઉપદેશ કરવો તે સમજાઇ શકે અને જેના દેવ જાણેલા હોય તેના દેવના વચનમાં શો વિરોધ આવે છે તે તેને સમજાવી યથાર્થ વકતા શ્રી જીનરાજના વચન રૂપ સમ્યકત્વના બીજ તેનામાં સહેલાઇથી રોપી શકાય. તેને માનેલા કુદેવના દુષણો બતાવ્યા શીવાય તેની શ્રદ્ધામાં ફેરફાર થવા સંભવ નથી.

વળી દેશ્ય પુરૂષોને આલોક તથા પરલોક સંબંધિ સામાન્ય ગુણોની પ્રશંસા સંભળાવવી જેમ કે:—

**प्रदानं प्रच्छन्नं गृहमुपगते संभ्रमविधिः ।**
**प्रियंकृत्वा मौनं सदसिकथनं चाप्युपकृतेः ॥**

**अनुत्सेकोलक्ष्म्या निरभिभवसाराः परकथाः ।**
**श्रुते चासंतोषः कथमनभिजाते निवसति ॥**

ભાવાર્થ—સત્પાત્રને દાન આપવું તે છાનું આપવું પણ લોક પ્રશંસા કરે તેટલા માટે આપવું નહિ. વળી કોઇ સત્પુરૂષ પોતાને ઘરે આવે તો અહો મારૂં મોટું ભાગ્ય એમ ધારી તેની મરજી સંપાદન કરવા બીજા બધાં કામ પડતાં મુકી તેની યોગ્યતા પ્રમાણે આગતાસ્વાગતામાં તત્પર થવું. વળી કોઇના ઉપર ઉપકાર કરી ફુલાઇ જવું નહિ, કારણ કે કરેલું ઉપકારનું કાર્ય કહી બતાવવું એ હલકા માણસની પ્રકૃતિ છે એટલે પોતે પોતાને મોંઢે પોતાના વખાણ કરવાં એ હલકા માણસનું કામ છે, અને કોઇએ પોતાના ઉપર ઉપકાર કર્યો હોય તો તે સભા સમક્ષ કહી બતાવવો, કારણ કે તેમ કરવાથી ઉપકાર કરનારનો વિનય સચવાય છે અને તેની પ્રીતિ પણ સંપાદન કરાય છે. લક્ષ્મીનો ગર્વ ન કરવો કારણ કે તે ચપળા છે, આજ છે અને કાલ નથી. જેથી કોઇનો પરાભવ થાય એવી પારકી વાત કરવીજ નહિ. વળી શાસ્ત્ર ભણવામાં અને સાંભળવામાં કોઇ દીવસે સંતોષ ન પામવો. આ ગુણો જાતવંત પુરૂષ શીવાય બીજામાં તે ક્યાંથી રહે? અર્થાત્ જાતવંત પુરૂષમાંજ રહે.

વળી તેવા પુરૂષોની સમક્ષ જેમ વિરોધ ન આવે તેવી રીતે સાધારણ ગુણોથી અધિક ગુણનું પણ વ્યાખ્યાન કરવું. જેમ કે:—

**पंचैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणां ।**
**अहिंसा सत्यमस्तेयं त्यागोमैथुनवर्जनम् ॥**

ભાવાર્થ—હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, દાન કરવું અને મૈથુન ન સેવવું એ પાંચ વાના દરેક ધર્મી પુરૂષોએ પાલવા યોગ્ય છે.

વીશેષ સમજાવતાં છતાં પણ જો શ્રોતા ને જ્ઞાન ન થાય તો તેની નિંદા ન કરવી, 'કે અહો તું મંદ બુદ્ધિવાળો છે, આટલું આટલું સમજાવતાં બીલકુલ સમજતો નથી.' એ પ્રકારે શ્રોતાનો તિરસ્કાર કરવો નહિ કારણ કે એમ કરવાથી કોઇ શ્રોતાને મનમાં સમજવાની ઘણી ઇચ્છા હોય તોપણ તે દુર જાય છે. કારણ કે ઉપદેશકના ઠપકાથી તે એમ સમજે છે કે હવે હું સમજવાલાયક નથી. માટે તેમની નિંદા નહી કરતાં તેમને પહેલાં ધર્મશાસ્ત્ર સાંભળવાની ઇચ્છા વધે એવી રીતના વાકયોથી સમજાવવા કારણ કે તેમને

ધર્મશાસ્ત્ર સાંભળવાની ઇચ્છા થયા વિના તેમની પાસે ધર્મશાસ્ત્ર વાંચવાથી ઉલટો અનર્થ થવા સંભવ છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે જે પુરૂષ સાંભળનારની ઇચ્છા વગર તેની પાસે બોલે છે તે પિશાચકી કે વાતકી કહેવાય છે. એટલે જેમ કોઇના શરીરમાં પિશાચે પ્રવેશ કર્યો હોય અને તે ગમે તેમ બોલે પણ તેનું બોલવું નિષ્ફળ છે તેમ સાંભળનારની ગરજવિના બોલનારનો ઉપદેશ નીષ્ફળ થાય છે. અને જેમ કોઇને સંન્નિપાત વિગેરે વાયુના કોઇ પ્રકારના રોગથી બકવા થાય છે અને તેનું બોલવું નિષ્ફળ થાય છે તેમ જે પુરૂષ સાંભળવા નહિ ઇચ્છનારની પાસે બોલે છે તેપણ ફોકટનો પ્રયાસ કરે છે. માટે પહેલા શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા ઉત્પન્ન કરવી અને પછી બોધ કરવાની શરૂઆત કરવી. એવો નિયમ છે કે જેમ સખત સન્નિપાત વિગેરે રોગવાળા પુરૂષોને વારંવાર કરિયાતા વીગેરેના કવાથોનો ઉપચાર કરીએ છીએ તેમ સાંભળનારને જ્યાંસુધી બોધ ન થાય ત્યાં સુધી ઇષ્ટવાત વારંવાર સમજાવ્યા કરવી.

વળી એકવાર અથવા વારંવાર બોધ કરવાથી જ્યારે શ્રોતાને બોધ થાય ત્યારે, “ભારે કર્મી જીવોને આ પ્રકારનો સુક્ષ્મ બોધ નથી પણ હળવા કર્મી જીવોનેજ થાય છે” એ પ્રમાણે શ્રોતાની પ્રશંસા કરવી.

વળી શ્રોતા પુરૂષો પાસે આગમનું બહુમાન કરાવી તેમને આગમમાં પ્રવેશ કરાવવો. આગમનું બહુમાંન ઉત્પન્ન કરવા વિશે શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહેલું છે કેઃ—

परलोकविधौ शास्त्रात् प्रायोनान्यदपेक्षते ।
आसन्नभव्यो मतिमान् श्रद्धाधनसमन्वितः ।।

ભાવાર્થ—આસન્ન ભવ્ય, બુદ્ધિમાન અને શ્રદ્ધારૂપ ધનવાન્ પુરૂષ પરલોક સંબંધિ કાર્યમાં શાસ્ત્ર શિવાય ઘણુ કરી બીજા કશા ઉપર આધાર રાખતો નથી. એટલે શાસ્ત્ર પ્રમાણેજ પરલોક સંબંધિ કાર્ય કરે છે. વળી કહ્યું છે કેઃ—

उपदेशंविनाप्यर्थ कामौप्रति पटुर्जनः
धर्मस्तु नविनाशास्त्रादिति तत्रादरोहितः ।।

ભાવાર્થ—લોકો અર્થ અને કામ ઉપદેશ વિના પણ ચતુરાઇથી સાધે છે. પણ ધર્મ, શાસ્ત્ર વિના સધાતોજ નથી, માટે શાસ્ત્રમાં આદર કરવો એ હિતકારી છે. વળી અર્થાદિક, અનર્થનાહેતુ છે એમ પણ અનેક શાસ્ત્રોમાં કહેલું છે.

માટે હમેશા શાસ્ત્રમાં યત્ન કરવાવાળા ધર્મી પુરૂષો વખાણવા લાયક છે, કારણ કે આ લોકમાં મોહરૂપ અંધકાર સર્વત્ર વ્યાપી રહેલું છે તેથી સારૂં ભુંડું જોઇ શકાતું નથી તેમાં શાસ્ત્ર રૂપ પ્રકાશનું જે આલંબન કરે છે તે સર્વ જોઇ શકે છે. વળી કહ્યું છે કેઃ-

**पापामयौषधं शास्त्रं शास्त्रं पुण्यनिबन्धनम् ।**
**चक्षुः सर्वत्रगं शास्त्रं शास्त्रं सर्वार्थ साधनम् ॥**

ભાવાર્થ—પાપરૂપ રોગનું ઔષધ શાસ્ત્ર છે. પુણ્યનું નિબંધન પણ શાસ્ત્ર છે. વળી શાસ્ત્ર સર્વ જગ્યાએ ગતી કરતું નેત્ર છે એટલે શાસ્ત્રરૂપ નેત્રે સર્વ વસ્તુઓ દેખાય છે. માટે સર્વ અર્થનું સાધન શાસ્ત્રજ છેઃ-

**नयस्यभक्तिरेतस्मिंस्तस्यधर्म क्रियापिहि ।**
**अन्धप्रेक्ष्य क्रियातुल्या कर्मदोषादसत्फला ॥**

અર્થ--જેને શાસ્ત્રમાં ભક્તિ નથી તેની ધર્મ ક્રિયાઓ પણ આંધળાએ દેખવા યોગ્ય ક્રિયારૂપ છે. અને કર્મ દોષથી અસત્ ફલવાળી છે. એટલે સદ્ગતિરૂપ ફલ આપતી નથી.

**यः श्राद्धः मन्यतेमान्या नहंकारविवर्जितः ।**
**गुणरागी महाभागस्तस्य धर्मक्रियापरा ॥**

ભાવાર્થ-અહંકાર રહિત, ગુણીજનો ઉપર પ્રેમ રાખનારો મોટી શકિતવાળો શ્રાવક માન્ય પુરૂષોને માન આપે છે. અને તેવા શ્રાવકની ધર્મ ક્રિયા ઉત્કૃષ્ટ જાણવી.

વળી જેને શાસ્ત્રમાં અનાદર છે તે પુરૂષ ગમે તેવા ગુણ યુકત હોય તો પણ તે ઉન્મત્ત પુરૂષ છે એમ માનવામાં આવે છે, વળી તીર્થંકર મહારાજાએ પણ શાસ્ત્ર ભક્તિને મોક્ષની ઉત્તમ દૂતિ કહેલી છે. એટલે મુક્તિરૂપ સ્ત્રી પમાડવાને ઉત્તમ દુતિરૂપ કહેલી છે. માટે આ જગ્યાએ મુકિત પ્રાપ્તિના સામીપ્યથી શાસ્ત્રની ભકતીને દૂતી કહેવી એ ન્યાયજ છે.

ધર્મ કથા કહેતી વખતે "ભવ્ય પ્રાણીઓને મોહથી મુકાવી, તત્વ તરફ ખેંચીએ તે **આક્ષેપણી** કથા કહેવાય" તેવી કથાઓ કહેવી. **આક્ષેપણી** કથા ચાર પ્રકારની છે.

૧ લોચ કરવો, સ્નાન ન કરવું. ઇત્યાદિ સાધુની ક્રિયાઓ **આચાર** કહેવાય છે.

૨ પ્રાપ્ત થયેલા દોષનું નિવારણ કરવા માટે પ્રાયશ્ચિત લેવું તે **વ્યવહાર** કહેવાય છે.

૩ શંસયવાળા પુરૂષોને મધુંર વચનોથી જ્ઞાન કરાવવું તે **પ્રજ્ઞપ્તિ** કહેવાય છે.

૪ અને શ્રોતાની અપેક્ષાએ સુક્ષ્મ જીવાદિક ભાવ કહેવાતે **દૃષ્ટિવાદ** કહેવાય છે.

વળી **જ્ઞાનાચાર, દર્શનાચાર ચારિત્રાચાર, તપાચાર** અને **વિર્યાચાર** એ પાંચ આચારનું વર્ણન શ્રાવકોએ શ્રાવક પાસે કરવું જોઇએ. તેમાં **જ્ઞાનાચારના** આઠ પ્રકાર છે.

૧ જે વખતે જે શ્રુત ભણવાનું ફરમાવેલું હોય તેજ વખતે તે શ્રુત ભણવુ તે **કાળ**. જેમ કાળને વિષે કરેલી ખેતી વીગેરેનું ફળ બરાબર થાય છે. તેમ ભણવામાં પણ જાણવું.

૨ વળી ભણનાર પુરૂષોએ ગુરૂ આવે ત્યારે સન્મુખ ઉભા થવું ગુરૂના ચરણ ધોવા વિગેરે **વિનય** કરવો. કારણ કે અવિનયથી ભણેલી વિદ્યા નિષ્ફળ થાય છે. એ વાત નિઃશંસય છે.

૩ ભણવામાં તત્પર થયેલા પુરૂષે ગુરૂનું બહુમાન કરવું. અંતમાં થયેલા ભાવના પ્રતિબંધને એટલે અત્યંત હૃદયગત પ્રેમને **બહુમાન** કહે છે. *

૪ ભણવાની ઇચ્છા કરનાર શ્રાવકે ઉપધાન† પણ કરવું જોઇએ. જે તપથી શ્રુતને પુષ્ટી થાય તે **ઉપધાન** કહેવાય. તેવા ઉપધાનપૂર્વક અધ્યયન કરવું જોઇએ. કારણ કે તપપૂર્વક ગ્રહણ કરેલા શ્રુત સફળ થાય છે.

---

* અહિ વિનય અને બહુમાનની ચોભંગી થઇ શકે છે.

૧ એક પુરૂષને વિનય છે પણ બહુ માન નથી.

૨ બીજાને બહુ માન છે પણ વિનય નથી.

૩ ત્રીજાને વિનય અને બહુ માન બંન્ને છે.

૪ ચોથાને બન્ને નથી. આ ચાર ભાંગામાં બીજો અને ત્રીજો ભાગો આદરવા યોગ્ય છે. તેમાં ત્રીજો ઉત્કૃષ્ટ છે, કારણ કે તેમાં મનમાં ગુરૂ ઉપર ઘણી પ્રીતિ છે.

† એક જાતની ક્રિયા તથા તપ સાથે અધ્યયન.

૫ ભણી રહ્યા પછી પોતાનો ગુરૂ છુપાવવો તે **નિન્હુવ** કહેવાય તે પણ ન કરવું જોઇએ. કારણ કે એમ કરવાથી ચિત્તની મલીનતા પ્રાપ્ત થાય છે.

૬-૭-૮ વળી શ્રુંત ગ્રહણ કરવા પ્રવૃતેલ અને તેના ફળની ઇચ્છા રાખનાર પુરૂષે **વ્યંજનભેદ, અર્થભેદ** તથા **બન્ને પ્રકારનો ભેદ** ન કરવો.

**૧ વ્યંજનભેદ**—એટલે અમુક વાકયના અક્ષરો ફેરવીને તેજ અર્થના બીજા અક્ષરો ગોઠવી નવું વાકય બનાવવું-જેમ કે-"**धम्मो मंगलमुक्किट्ठं** એની જગ્યાએ **पुन्नो कल्लाणमुक्कासं** એમ કેહવું એ ભણુનારને યોગ્ય નથી.

**૨ અર્થ ભેદ**--પ્રસિદ્ધ અર્થ છોડી દઇ બીજો અર્થ કરવો તે. જેમ કે-**आवंतीकेयावंति लोगंसि विप्परामसंति** એ પાઠનો અર્થ પાખંડિ લોકમાં, જેટલા જીવ મનુષ્ય અસંયત હોય તેમાંથી કેટલાએક લોકો છકાયના જીવોને ઉપતાપ કરે છે એવો અર્થ-પ્રસિદ્ધ છે તો પણ કોઇ નીચે પ્રમાણુ અર્થ કરે કે-અવંતી દેશમાં પાણી કાઢવાના દોરડાવાળો લોક કુવા ઉપર ઉપતાપ ઉપજાવે છે. એવો અર્થ ન કરવો જોઇએ.

૩ **વ્યંજન અને અર્થ**--શબ્દ જુદો બોલવો અને અર્થ જુદો કરવો. જેમ-**धर्मो मंगलमुत्कृष्टं अहिंसा पर्वतमस्तके** આ જગ્યાએ વ્યંજનનો ભેદ કરવાથી અર્થનો પણ થાય છે. માટે એમ કરવું ઘટિત નથી કારણ કે અર્થનો ભેદ થવાથી ક્રિયાનો ભેદ થાય છે, અને ક્રિયાનો ભેદ થવાથી મોક્ષનો અભાવ થાય છે. અને મોક્ષનો અભાવ થવાથી દિક્ષા નિરર્થક થાય છે.

**દર્શના ચારના** પણુ આઠ પ્રકાર છે.

૧ શંકારહિતપણું:—

શંકા બે પ્રકારની છે- **૧ દેશશંકા** અને **૨ સર્વ શંકા.**

"જીવ સમાન છે છતાં એક ભવ્ય જીવ અને બીજો અભવ્ય જીવ કેમ હોઇ શકે" એવી શંકા **દેશશંકા** કહેવાય છે. "આ સઘળા સિદ્ધાંત પ્રાકૃત ભાષામાં લખેલા છે માટે કલ્પિત હશે" એવી શંકા કરવી તે **સર્વ શંકા** કહેવાય. પણ આ જગ્યાએ આવો વિચાર ન કરે કે-પદાર્થો હેતું ગ્રાહ્ય છે અને અહેતુ ગાહ્ય છે. આપણા જેવા છદ્મસ્થની અપેક્ષાએ ભવ્યત્વ વિગેરે અહેતુ ગાહ્ય છે કારણુ કે તેના હેતુઓ પ્રકૃષ્ટ ( કેવળ ) જ્ઞાનને ગોચર છે. અને

શાસ્ત્ર બંધારણ પ્રાકૃત ભાષામાં છે તે બાલ જીવોને સહેલાઇથી સમજવા તથા ઉચ્ચારણ કરવા માટે છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે:—

**बालस्त्रीमंदमूर्खाणां नृणां चारित्रकांक्षिणां ।**
**अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥**

**અર્થ**—ચરિત્રની ઇચ્છા કરનાર બાલ, સ્ત્રી, મંદ અને મુર્ખ માણસના અનુગ્રહ માટે તત્ત્વ જાણનારા પુરૂષોએ સિદ્ધાંત પ્રાકૃત ભાષામાં રચેલું છે.

વળી આ વાત કલ્પના ગોચર પણ નથી કારણ કે પ્રત્યક્ષ અનુમાન અને આગમ વિગેરે પ્રમાણુથી તેને બાધ આવતો નથી. તેથી અરિહંતના શાસનને પામેલો જે જીવ શંકા રહિત હોય તે **દર્શનાચાર** કહેવાય. આ વાકયથી દર્શન અને દર્શનીમાં ભેદ નથી એમ કહેવાયું; અને તે વચન યોગ્યજ છે. કારણ કે જો દર્શન અને દર્શનીને તદન જુદા માનીએ તો ફ્લનો અભાવ થાય અને ફ્લનો અભાવ થવાથી મોક્ષનો અભાવ થાય, આ પ્રકારે બીજે ઠેકાણે પણ ભાવના કરવી.

**૨ કાંક્ષા રહિતતણું**—તે બે પ્રકારનું છે.

**૧ દેશ કાંક્ષા—૨—સર્વથી કાંક્ષા.**

દિગંબર વીગેરે દર્શનો માંના કોઇ એક દર્શનની કાંક્ષા કરે તે **દેશકાંક્ષા** કહેવાય. એટલે કોઇ મતને સારો જાણી તેનો અંગીકાર કરવાની ઇચ્છા કરવી. તે દેશ **આકાંક્ષા** કહેવાય. અને સર્વ મતો સારા જાણી તે સર્વને ગ્રહણ કરવાની કાંક્ષા રાખવી તે **સર્વકાંક્ષા** કહેવાય. તે દેશ આ કાંક્ષા અને સર્વ આ કાંક્ષાવાળો પુરૂષ અન્ય મતોમાં આવતી છકાય જીવની વિરાધના અને ઉત્સુત્ર પ્રરૂપણા વિચારી શકતો નથી. આ પ્રકારે દેશ આ કાંક્ષા અને સર્વ આ કાંક્ષા રહિત હોય તે **દર્શનાચાર** કહેવાય.

૩ આ જીન દર્શન જો કે સારૂં છે તોપણ એમાં પ્રવૃત્તિ કરવાથી મને ફળ થશે કે નહિ? કારણ કે ખેતી કરનારને પણ ફ્લની ખાતરી નથી. તેમ મને તો નહી થાય ? એવી રીતના માઠા વિચારથી રહીત થઇ જે વસ્તુ પામવા યોગ્ય છે તે એથી મળશેજ એવો નિશ્ચય થાય તેને **નિર્વિચિકિત્સપણું** કહેવાય. અથવા સાધુના મલમલીન ગાત્ર વસ્ત્ર વીગેરે દેખી તેમની નિંદા ન કરે તે **નિર્વિજુગપ્સ** કહેવાય.

૪ અજ્ઞાન કષ્ટ કરનારનું તપ વિદ્યા અને અતિશય જોઇને જેની સમ્યક્ જ્ઞાનરૂપ દૃષ્ટિ ન ચળે તે અમૂઢ દૃષ્ટિ કહેવાય. તે **અમૂઢ દૃષ્ટિ** નામે દર્શનાચાર જાણવો.

આચાર દર્શનાચાર ગુણિને આશ્રીને કહ્યા હવે ગુણને આશ્રીને કેહવાય છે.

૫ સમાન ધર્મવાળા પુરૂષોમાં જે ગુણો હોય તે ગુણોની પ્રશંસા કરી તેની વૃદ્ધિ કરવી. તેનું નામ **ઉવવૂહ** કેહવાય

૬ ધર્મથી ખેદ પામતા પુરૂષોને ધર્મમાં સ્થાપન કરવા તેનું નામ **થીરીકરણ** કેહવાય છે.

૭ પોતાના ધર્મબંધુઓને પોતાની શકિત પ્રમાણે સહાય કરવી તે **સામીવચ્છલ** ( સ્વધર્મિવાત્સલ્ય ) કેહવાય છે.

૮ ધર્મકથા વિગેરેથી તીર્થનો (ધર્મનો) મહિમા વધારવો તે **પ્રભાવના** કેહવાય. આ આઠ પ્રકારનો દર્શનાચાર જાણવો. આ બીજા ચાર ગુણપ્રધાન નિર્દેશ છે. તે ગુણ અને ગુણિનો યત્કિચિંત ભેદ જણાવવા માટે છે. કેમકે એકાંત ગુણગુણિને અભેદ કેહવાથી ગુણ અને ગુણી બંન્નેનો નાશ થઇ શૂન્યપણાની પ્રાપ્તિ થવાનો સંભવ થાય. એટલે બેમાંનું કોઇ ન રહે.

**ચારિત્રાચાર** પણ આઠ પ્રકારનો છે. તેના ભેદ પાંચ **સમિતિ** અને ત્રણ **ગુપ્તિ** એ પ્રમાણે થાય છે.

**તપાચાર** બાર પ્રકારનો છે. ૭ **બાહ્ય તપ** અને ૭ **અભ્યંતર તપ**. ૭ **બાહ્ય તપ** નીચે પ્રમાણે છે.

**૧ અનશન, ૨ ઉનોદરપણું, ૩ વૃત્તિનો સંક્ષેપ, ૪ રસનો ત્યાગ, ૫ કાય કલેશ, ૬ સંલીનતા.**

૭ **અભ્યંતર તપ** નીચે પ્રમાણે જાણવા.

**૧ પ્રાયશ્ચિત, ૨ ધ્યાન, ૩ વૈયાવૃત્ય, ૪ વિનય, ૫ કાયોત્સર્ગ, ૬ સ્વાધ્યાય** ( અહીં પુસ્તકનું ટુંકાપણું રાખવાના હેતુથી વિશેષ વર્ણન લખ્યું નથી તે બીજા પુસ્તકોથી જાણી લેવું.)

ઉપર કહેલા જ્ઞાનાચાર, દર્શનાચાર, ચરિત્રાચાર, અને તપાચારના છત્રીશ ભેદો પોતાની શક્તિ પ્રમાણે અંગીકાર કરવા રૂપ પરાક્રમ ફોરવે અને અંગીકાર કરી તેમનું યથાર્થ રીતે પાલન કરે તે વીર્યાચાર કહેવાય.

આલોક તથા પરલોક સંબંધિ ફલની ઇચ્છા રાખ્યા વગર જ્ઞાનાચાર વિગેરેનું યથાર્થ રીતે પોતાની શક્તિ અનુસારે પાલન કરવું એ ગૃહસ્થનો ધર્મ જાણવો.

જો તે આચાર, ધીરજ, સંઘયણ, કાળ, બલ વીગેરેની વિકલતાથી ન પાળી શકાય તો તેમાં સારો ભાવ રાખવો એ ઉત્તમ છે. પણ જે પોતાથી ન બને તેવું હોય તેમાં પ્રવૃત્તિ કરવી નહિ કારણ કે તત્વ જ્ઞાનથી જોતાં પોતાની શક્તિથી નહીં થઇ શકે એવા કાર્યમાં પ્રવૃત્તિ કરવાથી આર્તધ્યાન થવા સંભવ છે.

વળી જ્ઞાનાચાર અંગીકાર કર્યા પછી તેનું પાલન કરવા માટે સરખા ગુણવાળા અને અધિક ગુણવાળા લોકો સાથે રહેવા રૂપ ઉપાયનો ઉપદેશ કરવો તથા પોત્તાના ગુણ સ્થાનકને યોગ્ય ક્રિયાના પરિપાલન તથા સ્મરણ રૂપ ઉપાયનો ઉપદેશ કરવો.

સારી રીતે આચાર પાળવાનું ફળ આલોકમાં પ્રત્યક્ષ થાય છે. જેમ કે પ્રથમ તો ઉપદ્રવનો નાશ થાય છે. ભાવરૂપ ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે, લોકમાં પ્રિયત્વ મળે છે. એ વીગેરે આલોકના ફળ છે, તથા પરલોક સંબંધિ ફલ સારી ગતિમાં જન્મ, ઉત્તમ સ્થાનની પ્રાપ્તિ, છેવટ પરંપરાએ મોક્ષ પ્રાપ્તિ થાય. એ રીતે જ્ઞાનાચારાદિ પાળવાનું ફળ થાય એવી પ્રરૂપણા કરવી.

ઉત્તમરૂપ, સંપત, સારી સ્થિતિ, પ્રભાવ, સુખ, કાંતિ લેશ્યા, શુદ્ધ ઇંદ્રિયો, અવધિજ્ઞાન તથા ઉત્કૃષ્ટા ભોગ સાધન તથા દિવ્ય વિમાનો વીગેરે આગળ કહેવામાં આવશે એવી સમૃદ્ધિ દેવતાના ભવમાં મળે છે" એ પ્રમાણે દેવતા સમૃદ્ધિનું વર્ણન કરવું. આ કહેવાનો પરમાર્થ એવો છે કે બાલ જીવો અનાદિ કાલથી મનુષ્ય સંબંધિ વિષય સુખમાં આસકત થયેલાં છે અને ધર્મથી વિમુખ રહે છે. એવા પુરૂષને, વકતા પુરૂષે ભાવ દયાથી, આ લોકનું સુખ છોડાવવા દેવ લોકના સુખનું વર્ણન કર્યું છે કેમ કે એકદમ મોક્ષ સુખનું વર્ણન કરવાથી તે લોકો તેને ઘણું દુર્ધર જાણીને તેની સન્મુખ થાય નહિ માટે પ્રથમથી પૌદ્‌ગલિક સુખ દેખાડી પછી આત્મીક સુખને લગતો કરવો. એવા

અભિપ્રાયથી આમ સુચાવવામાં આવે છે. કેમકે ઉત્તરા ધ્યનજીમાં પણ પહેલાં દેવ લોકના સુખનું વર્ણન કરી પછીથી તેજ સુખને દુઃખરૂપે દેખાડયું છે..

વળી દેવતાના સ્થાનકથી ચવીને, જીવ, સારા દેશમાં કંલક રહિત, સારા આચરણવાળા અને ઘણીજ ખ્યાતીવાળા કુલમાં ઉત્પન્ન થાય છે, વીગેરે બીજી કેટલી એક વાતો આગળ કહેવામાં આવશે તે પ્રમાણે બોધ કરવો.

સારા કુલમાં આવ્યા પછી, સુંદર રૂપની પ્રાપ્તિ, સારા લક્ષણોની પ્રાપ્તિ, આરોગ્યતા વીગેરે કલ્યાણની પરંપરા પ્રાપ્ત થાય છે તે વાત પણ આગળ વિસ્તારથી કેહવામાં આવશે. અર્થાત આ વીતરોગે કેહલો ધર્મ પાલવાથી સારા કુલમાં જન્મ થાય અને ઉત્તરોઉત્તર સારા ફ્લની પ્રાપ્તિ થાય.

પાપના કારણરૂપ દશ પ્રકારના અસદાચારની નીંદા કરવી–કહ્યું છે કે–

**हिंसानृतादयः पञ्चतत्त्वाश्रद्धानमेवच ।**
**क्रोधादयश्च चत्वार इति पापस्यहेतवः ॥**

અર્થ—હિંસા, અનૃત વીગેરે પાંચ, તત્ત્વમાં અશ્રદ્ધા અને ક્રોધાદિચાર એ દશ પાપના કારણ છે.

તે દશ કારણની નીંદા કરવી તેનું નામ **અસદાચાર**ની નીંદા કરી કેહવાય. જેમ કે–

**नमिथ्यात्वसमः शत्रुर्न मिथ्यात्वसमं विषं ।**
**नमिथ्यात्वसमो रोगो नमिथ्यात्वसमं तमः ॥**
**द्विषद्विषतमारोगैर्दुःखमेकत्रदीयते ।**
**मिथ्यात्वेन दुरन्तेन जन्तोर्जन्मानि जन्मनि ॥**
**वरं ज्वालाकुपेक्षिप्तो देहिनात्माहुताशने ।**
**नतुमिथ्यात्वसंयुक्तं जीवितव्यंकदाचन ॥**

અર્થ—મિથ્યાત્વ સમાન બીજો શત્રુ નથી. મિથ્યાત્વ સમાન બીજું ઝેર નથી, મિથ્યાત્વ સમાન બીજો રોગ નથી મિથ્યાત્વ સમાન બીજું અંધકાર નથી. શત્રુ રોગ અને ઝેર તે મનુષ્યને એક જન્મમાંજ દુઃખ દે છે પણ દુરન્ત એવું મિથ્યાત્વ જંતુને જન્મોજન્મ દુઃખ દે છે. દેહધારી પ્રાણી એ પોતાનો આત્મા જવાલા યુકત અગ્નીમાં નાંખવો ઉત્તમ છે પણ મિથ્યાત્વ સહીત જીવવું એ કોઇ પણ કાળે સારૂં નથી.

એ પ્રમાણે તત્વમાં અશ્રદ્ધાની નિંદા કરવી, એજ રીતે હીંસા વીગેરેમાં નિંદાની યોજના કરવી. હિંસા, જુઠું, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચ આશ્રવનું નિંદન કરવું, અને ક્રોધ, માન, માયા અને લોભ તેમનું પણ એજ રીતે નિંદન કરવું પણ તેમનો પક્ષપાત કરવો નહિ. અને આ અસત્ આચારનું સ્વરૂપ સમજાવવું જોઇએ. જેમ કેઃ–પ્રમાદથી પ્રાણીઓનો નાશ કરવો, તે હિંસા કહેવાય વીગેરે.

બોધ કરનારે પોતે તેવા ખોટા આચારનો ત્યાગ કરવો જોઇએ, નહીં તો તેના વચન ઉપર લોકોને શ્રદ્ધા બહુજ થોડી રહે.

વળી ઉપદેશ કરનારાઓએ કુટીલપણાનો ત્યાગ કરી સરલતા રાખવી એટલે પોતાનું પદ જેવું હોય તેવું બતાવવું. દંભિકપણે જુઠું પદ બતાવવું નહિ તે ઉપર શ્રી ઉત્તરાધ્યનના સત્તરમાં અધ્યયનમાં કહ્યું છે કે :–

**समद्दमाणे पाणाणि बीआणि हरिआणि अ ।**
**असंजये संजयमन्नमाणे पावसमणोत्ति वुच्चइ ।**

ભાવાર્થ–એ ઇંદ્રિ વીગેરે પ્રાણીઓને, બીજે પ્રમુખને અને હરિત પ્રમુખને સંમર્દન કરતો અસંજમી પોતાને સજમી માને તો તે પાપ સાધુ છે, તેને વિષે સંવેગ પક્ષોપણું ન હોય કારણ કે અસાધુ હોઇ પોતામાં સાધુપણુ માને છે.

વળી ઉપદેશ કરનારાઓએ કપટ ન રાખવું, કારણ કે સરલતા રાખવાથી શ્રોતાઓ તેની ઉંપર વિશ્વાસ રાખી તેને છોડતા નથી, અને ગુણી પુરૂષોના ગુણ ઓળવવા નહિ. એ રીતનું સરળપણું રાખવું એ હિતકારી છે.

વળી આલોક તથા પરલોકમાં અનર્થ થવાનું કારણ અસત્ આચાર છે, અને દેશના પણ ભવ્ય પ્રાણીઓ પ્રત્યે દેવી જોઇયે. જેમ કે :–

**यन्नप्रयान्ति पुरुषाः स्वर्गंयच्चप्रयान्ति विनिपातम् ।**
**तत्र निमित्तमनार्यः प्रमाद इति निश्चितमिदंमे ॥**

ભાવાર્થ—જે પુરૂષો સ્વર્ગનથી પામતા અને અશુભ ગતિમાં પડે છે તેનું નિમિત્ત કારણ અનાર્ય પ્રમાદ છે એને મારો નિશ્ચય છે. એટલા માટે અસત્ આચારનેજ પ્રમાદ માનું છું.

નરકમાં ઉત્પન્ન થયેલા પ્રાણીઓનાં તેમજ ઉપલક્ષણથી તિર્યંચ વિગેરેનાં દુઃખનું વર્ણન પણ કરવું. જેમ કેઃ—

તીખી ધારવાળી તરવારથી, દેદીપ્યમાન ભાલાથી, વિષમ કુવાડાથી, ચક્રથી, ફરસીથી, ત્રિશુલથી, તેમરથી, મુદ્ગરથી, વાંસલાથી, ભુંશુંડીથી, નારકીઓના તાળવા, મસ્તક, હાથ, પગ, હોઠ, કાન, નાક, આંખ વગેરે શરીરના અવયવ છેદાય છે.

વળી પોતાના કર્મના ફલથી આંધળા થયેલા નારકીઓ નરકની પૃથ્વીમાં ઉછળતા અને પડતા નાના પ્રકારની ચેષ્ટા કરતાં તે બિચારા પોતાના બચાવ માટે ત્યાં કોઇને દેખતા નથી.

વળી ભુખ, તરસ, તહાડ, તડકો, પરવશપણું વીગેરે દુઃખોથી આકુલ વ્યાકુલ થયેલા તિર્યંચ્ જીવને સુખનો પ્રસંગ તે કયાંથી હોય ?

મનુષ્યભવમાં પણ પ્રાણીને, દરિદ્રતાનું, રોગનું, દુર્ભાગ્યતાનું, શોકનુ, મુર્ખાઇનું, દીન જાતિનું, હલકા કુલનું, હાથપગ વીગેરે શરીરના અવયવ હીન થવાનું, અંધાપા વીગેરે અનેક પ્રકારના દુઃખ ભોગવવા પડે છે.

દેવતાને વિશે પણ ચ્યવન થવાનું દુઃખ છે. તેમજ, કામ ક્રોધ ઇર્ષ્યા, આપદા હીનપદ વીગેરે કારણોથી સંતાપ થયા કરે છે. માટે હે આર્ય પુરૂષો દેવતાઓમાં પણ નિવેદન કરવા યોગ્ય સુખ હોય તો કહો.

વળી માઠા આચરણ કરનારાઓ અવશ્ય, શક, શબર વીગેરે હલકા કુળમાં અવતરે છે એમ પણ ભવ્ય પ્રાણીઓને બોધ કરવો. વળી હલકા કુલમાં ઉત્પન્ન થવાથી. પ્રાણીને મન તથા શરીર સંબંધિ અનેક પ્રકારના દુઃખો સહન કરવા પડે છે. અસત્ આચારણના પરવશપણાથી જીવ અધમ કુળમાં ઉત્પન્ન થાય છે. ત્યાં હલકા વર્ણ રસ ગંધ સ્પર્શવાળા શરીર ધારણ કરનારા પ્રાણીઓને સર્વ દુઃખનો નાશ કરવામાં સમર્થ એવો ધર્મ સ્વપ્નામાં પણ પ્રાપ્ત થતો નથી. અને ધર્મપ્રાપ્તિ નહી થવાથી હિંસા, અસત્ય ચોરી વીગેરે અશુદ્ધ કર્મમાં તત્પર થઇ તેવા પ્રાણીઓ નરકાદિછેફલ જેનું, એવા પાપકર્મની વૃદ્ધિ કરે છે. અને તે પ્રકારે પાપકર્મથી તે પ્રાણીઓ આભવ તથા પરભવમાં દુઃખની પરંપરાને પામે છે. તે વાત શાસ્ત્રમાં પણ કહી છે કેઃ—

**तैः कर्मभिः सजीवो विवशः संसारचक्रमुपयाति ।**
**द्रव्यक्षेत्राद्धाभावभिन्नमावर्तते बहुशः ।।**

ભાવાર્થ–તે તે કષ્ટ કર્મવશથી જીવ આ સંસાર ચક્રમાં પરિભ્રમણ કરે છે. અને દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી જુદા જુદા ભેદને પામેલા સંસાર ચક્રમાં ઘણીવાર પુદ્ગલ પરાવર્તન કરે છે.

વળી અનંત અનર્થ પ્રધાન મૂઢ પુરૂષોના લક્ષણના વિસ્તારરૂપ ઉપાય વડે મોહની નીંદા કરવી. વળી કહ્યું છે:—

**अमित्रंकुरुते मित्रं मित्रं द्वेष्टि हिनस्तिच ।**
**कर्मचारभतेदुष्टं तमाहुर्मूढचेतसम् ॥**
**अर्थ बन्त्युपपन्नानि वाक्यानि गुणवन्तिच ।**
**नैवमूढो विजानाति मुमुर्षुरिवभेषजम् ।।**
**संप्राप्तः पंडितः कृच्छं पूजया प्रतिबुध्यते ।**
**मूढस्तु कछ्मासाद्य शिलेवाम्भसि मज्जति ।**

ભાવાર્થ—જે અમિત્રને મિત્ર કરે, મિત્રનો દ્વેષ કરે, મિત્રને હણે અને દુષ્ટ કર્મનો આરંભ કરે તે મૂઢ ચિત્તવાળો કહેવાય.

જેમ મરવા તૈયાર થએલ પુરૂષને ઔષધ અપ્રિય થાય છે તેમ મૂઢ પુરૂષ પોતાને કહેવામાં આવેલાં સાર્થક અને ગુણવાલા વચનો જાણી શકતો નથી. અર્થાત્ જેમ મરણ પથારીએ પડેલા મનુષ્યને કોઇ પણ ઔષધ લાગુ પડતું નથી તેમ મૂઢ પુરૂષને કોઇપણ શીખામણ માનવામાં આવતી નથી.

પંડિત પુરૂષ કષ્ટ પામી પછી પૂજા વીગેરેથી પ્રતિબોધ પામે છે અને મૂઢ પુરૂષ દુ:ખ પામીને શીલાની પેઠે પાણીમાં બુડે છે, અર્થાંત્ પંડિત પુરૂષ દુ:ખમાં પડયો હોય અને પછી સત્કાર વીગેરેથી વૈરાગ્ય પામે છે પણ તેમાં લીન થતો નથી અને મુઢ પુરૂષ દુ:ખ ભોગવ્યા પછી સત્કાર વીગેરેથી સુખમાં લીન થાય છે પણ એમ વીચાર નથી કરતો કે સુખદુ:ખ એક બીજા પાછળ લાગેલાંજ રહે છે.

અથવા તો મોહના ફળ દેખાડતાં મોહની નીંદા કરવી.

जन्ममृत्युजराव्याधि रोगशोकाद्युपद्रुताम् ।
वीक्ष्यमाणाअपि भूवं नोद्विजन्त्यापि मोहतः ।।
धर्मबीजं परं प्राप्य मानुष्यं कर्मभूमिषु ।
न सत्कर्म कृषावस्य प्रयतन्तेल्पमेघसः ।।

ભાવાર્થ—જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ રોગ શોક વીગેરે ઉપદ્રવવાળી પૃથ્વી એટલે એવી પૃથ્વીમાં રહેતાં માણસોને જોતાં છતાં પણ લોકો મોહના પ્રબળથી વૈરાગ્ય પામતાં નથી.

કર્મભુમિ વિષે મનુષ્યપણા રૂપ ઉત્તમ ધર્મ બીજ પામીને અલ્પ બુદ્ધિવાળા પુરૂષો ખેડ કરવા પ્રયત્ન નથી કરતા. અર્થાત્ મનુષ્ય જન્મને રૂડી ક્રિયામાં નથી પ્રવર્તાવતા. વળી બીજી જગ્યાએ પણ કહ્યું છે કેઃ—

बडिशामिषवत्तुच्छे कुसुखेदारुणोदये ।
सक्तास्त्यजंतिसच्चेष्टां धिगहो दारुणं तमः ॥

ભાવાર્થ—માછલાં પકડવાના કાંટામાં ખોસેલા માંસની પેઠે દારૂણ પરિણામવાળા સુખાત્મા રૂપ વિષયમાં આસકત થયેલા પુરૂષો સત્ક્રિયાનો ત્યાગ કરે છે. અરે એવા દારૂણ અજ્ઞાનમાં ધિક્કાર પડો એ સર્વ મોહનું ચેષ્ટિત્ત છે. એવા મોહમાં ધિક્કાર પડો.

વળી સમ્યક્ જ્ઞાનથી, પાપથી બીહનારા પુરૂષની પ્રશંસા કરવી. અથવા સ્વપરનો ભેદ કરનાર રૂડા જ્ઞાનની પ્રશંસા કરવી.

तन्नेत्रैस्त्रिभिरीक्षते न गिरिशो नो पद्मजन्माष्टभिः
स्कन्दो द्वादशभिर्नवानमघवाचक्षुः सहस्रेणच ।
संभूयापि जगत्त्रयस्य नयनैस्तद्वस्तुनोवक्ष्यिते
प्रत्याहृत्यदृशः समाहितधियः पश्यन्तियत्पंडिताः ॥

અર્થ—સમાધિ યુકત બુદ્ધિવાળા પંડિત પુરૂષો અંતર્ગત દૃષ્ટિવડે જે વસ્તુ દેખે છે તે વસ્તુ શિવ પોતાના ત્રણ નેત્રથી નથી જોઇ શકતા. બ્રહ્મા આઠ નેત્રથી નથી જોઇ શકતા, કાર્તિકસ્વામી પોતાના બાર નેત્રથી નથી જોઇ શકતા, ઇંદ્ર પોતાની હજાર આંખોથી નથી જોઈ શકતા અને આખા જગત્ માત્રના નેત્રો ભેળાં કરીને જોવે તો પણ જોઇ શકે નહિ.

વળી-કહ્યું છે કે:—

नोप्राप्यमतिवाञ्छन्ति नष्टंनेच्छन्तिशोचितुम् ।
आपत्सुचनमुह्यन्ति नराः पण्डितबुद्धयः ॥

ભાવાર્થ—પંડિત બુદ્ધિવાળા પુરૂષો પામવા યોગ્ય વસ્તુની અતિ વાંચ્છા નથી કરતા તથા નાશ પામેલી વસ્તુનો શોક કરવા ઇચ્છતા નથી. અને આપત્તિ વખતે મુંઝાતા નથી.

नहृष्यत्यात्मनो माने नापमाने चरुष्यति ।
गाङ्गो ह्रदइवाक्षोभ्यो यः स पंडित उच्यते ॥

ભાવાર્થ—પોતાનું માન થવાથી રાજી નથી થતો. અપમાન થવાથી ખેદ નથી પામતો અને ગંગાના હ્રદની પેઠે જે ક્ષોભ નથી પામતો તે પંડિત કહેવાય છે.

આ રીતે જ્ઞાની પુરૂષોની પ્રશંસા કરવી તે સત્યજ્ઞાનની પ્રશંસા કરી કહેવાય. કોઇ પ્રશ્ન કરે કે આ જગ્યાએ તો તમોએ જ્ઞાનીની પ્રશંસા કરી એમાં કાંઇ જ્ઞાનની પ્રશંસા ન આવી તો તેનું સમાધાન એટલુંજ છે કે જ્ઞાનીની પ્રશંસા કરવાથી જ્ઞાનની પ્રશંસા આવી જાય છે. કારણકે જ્ઞાન જ્ઞાનીથી જુદું નથી. વળી કહ્યું છે કે:—
જ્ઞાનીના બહુ માનથીરે જ્ઞાનતણા બહુ માન સલુણી—વીગેરે.

વળી ઉત્સાહ છે લક્ષણ જેનું એવા પુરૂષકારની સતકથા કરવી. એટલે પ્રશંસા કરવી. જેમકે:—

दुर्गातावादियं समुद्र परिखा तावन्निरालंबनम्
व्योमैतन्ननु तावदेवविषमः पातालयात्रागमः ।
दत्त्वामूर्धनि पादमुद्यमभिदो दैवस्यकीर्तिप्रियैः
वीरैर्यावदहो नसाहसतुलामारोप्यते जीवितम् ॥

ભાવાર્થ—જયાંસુધિ કીર્તીપ્રિય વીર પુરૂષોએ, ઉદ્યમને નાશ કરનારા દૈવના માથા ઉપર પગ દઇને પોતાના જીવીતને સાહસ કરવા રૂપ ત્રાજવામાં નથી મુકયુ ત્યાંસુધી આ સઘળી પૃથ્વી અગમ્ય છે, ત્યાંસુધીજ આકાશ આ-

ધાર વગરનું છે, ત્યાંસુધીજ પાતાલ યાત્રા વિષમ છે. અર્થાત્ મહા કઠીન કાર્યો પણુ વીર પુરૂષો કરવા ધારે ત્યારે કરી શકે છે. વળી કહ્યું છે કેઃ—

**विहाय पौरुषं कर्म यो दैवमनुवर्तते ।**
**तद्धिशाम्यति तं प्राप्य क्लीबंपतिमिवाङ्गना ॥**

અર્થ—જેમ નપુંસક પતિને પામી સ્ત્રી નિષ્ફળ થાય છે તેમ જે પુરૂષ પૌરૂષ કર્મનો ત્યાગ કરીને દૈવને અનુસરે છે તે પુરૂષનું દૈવ ઉદ્યમ નહી મળવાથી નિષ્ફળ થાય છે.

વળી શુદ્ધ આચાર વડે મળવા યોગ્ય વીર્ય રૂદ્ધિનું વર્ણન કરવું જેમકેઃ-

**मेरुदंडं धराछत्रं यत्केचित्कर्तुमीशते ।**
**तत्सदाचार कल्पद्रु फल माहुर्महर्षयः ॥**

ભાવાર્થ—કેટલાએક લોકો મેરૂ પર્વતને દંડ કરવાને અને પૃથ્વીને છત્ર કરવાને સમર્થ થાય છે. તે સદાચાર રૂપ કલ્પવૃક્ષનું ફળ છે એમ મોટા ઋષિઓ કહે છે.

વળી ઉપર કહેલા ઉપદેશના સમુહનું શ્રદ્ધાન કરવું, પછી જ્ઞાન કરવું અને અનુક્રમે યથાશકિત તેના આચરણ કરવામાં સાતમીભાવ થયે સતે આગળની અપેક્ષાએ સુક્ષ્મ એટલે આત્માનું અસ્તિત્વ, બંધપણું અને મોક્ષ વીગેરે બાબતની દેશનાઓ કરવી.

શાસ્ત્રમાં પણુ ઉપદેશ કરવાની રીત આ પ્રમાણે બતાવી છે કે—પહેલા સાધારણ ગુણની પ્રશંસા વીગેરેનો ઉપદેશ કરવો. અને તે ઉપદેશ શાંભલ્યા પછી જ્યારે અંતરાય કરનારા કર્મના ક્ષયોપશમથી ઉપદેશ અને ઉપદેશ સાંભળનારનું એકપણું થાય ત્યારે સુક્ષ્મ દેશના કરવી. કારણુ કે જેમ એક વખત ખાધેલું અનાજ જીર્ણુ થયા પછી બીજી વખત જમાય છે તોજ શરીર સુખાકારીમાં રહે છે તેમ જો એક દેશના બરાબર હૃદયમાં ઉતરેલી હોયતોજ તેથી ચડતા દરજ્જાની દેશના સારા ભાવથી પરિગમવા સંભવ છે.

અહી કોઇ એવો પ્રશ્ન કરે કે સાંભળનારને તે દેશના બરાબર સમજાણી છે એમ શાથી જાણવું ? ઉત્તર—ઉપર કહેલી પોતાની શકિત પ્રમાણે પ્રવૃત્તિ કરવાથી જણાય છે.

વાચના, પૃચ્છના, પરાવર્તના અને ધર્મકથન વીગેરે સકલકુશળતાના સમૂહરૂપ કલ્પવૃક્ષના કયારા સમાન શ્રુત ધર્મનું કથન કરવું જેમ કે :—

**चक्षुष्मन्तस्त एवेह ये श्रुतज्ञानचक्षुषा ।**
**सम्यक् सदैव पश्यन्ति भावान् हेयेतरान्नराः ॥**

ભાવાર્થ—જે પુરૂષો શ્રુતજ્ઞાન રૂપ નેત્રવડે ગ્રહણ કરવા યોગ્ય અને ત્યાગ કરવા યોગ્ય પદાર્થને સારી રીતે હમેશાં દેખે છે તેજ પુરૂષો નેત્રવાળા છે. આ પ્રકારનો સામાન્ય બોધ કરવાથી ષડ્દર્શનમાં પ્રવર્તાવેલો શ્રુત ધર્મ આવી ગયો તેમાં સમકિત અને મિથ્યતાનું કાંઇ વિવેચન થયું નહિ હવે તે કહી બતાવેછે.

શ્રુત ધર્મ ઘણા છે અને "શ્રુત ધર્મ" એ શબ્દની સમાનતાથી ઠગાઇ ગયેલા પુરૂષ પાસે કષ,છેદ અને તાપ એ ત્રણ પ્રકારે તે શ્રુત ધર્મની પરીક્ષા કરવી. તે વાત બીજે ઠેકાણે પણ પુષ્ટ કરેલી છે.

**तं शब्दमात्रेणवदन्ति धर्मं विश्वेपि लोकानविचारयंति ।**
**स शब्दसाम्येपि विचित्रभेदैर्विभिद्यते क्षीरमिवार्जनीयः ॥**
**लक्ष्मींविधातुं सकलां समर्थसुदुर्लभं विश्वजनीननमेनम् ।**
**परीक्ष्य गृहणन्ति विचारदक्षाः सुवर्णवद्वञ्चनभीतिचित्ताः ॥**

ભાવાર્થ—સઘળા લોકો શ્રુત ધર્મને શબ્દ માત્રથી ધર્મ કહે છે પણ વિચાર નથી કરતા કે શ્રુત ધર્મમાં કયો શ્રુત સાચો છે જેમ દુધમાં અનેક પ્રકારના ભેદ થવાથી, જો કે દુધ શબ્દ તો બધાને સમાન છે તોપણ ખરીદ કરતી વખતે પરીક્ષા કરવી પડે છે તેમ આંહી ધર્મ શબ્દ સમાન છે પણ યથાર્થ કયો છે તે જાણવાની જરૂર છે.

જેમ ઠગાવાની બીકવાળા અને ડાહ્યા પુરૂષો પરિક્ષા કરીને સોનું ખરીદે છે તેમ સકલ લક્ષ્મી આપવા સમર્થ ઘણોજ દુર્લભ અને આ જગતમાં હિતકારી એવો શ્રુત ધર્મ પણ પરિક્ષા કરીનેજ ગ્રહણ કરવો જોઇએ.

પરિક્ષાની નીચે પ્રમાણે છે:-

ધર્મરૂપ સોનાની કષથી, છેદથી અને તાપથી પરિક્ષા કરવી. તે પરિક્ષાની રીતની પ્રરૂપણા કરવી.

અવિરૂદ્ધ કર્તવ્યને ઉપદેશ કરનાર વાકય વિધિ કહેવાય જેમ કે-સ્વર્ગ તથા કેવલ જ્ઞાનના અર્થે પુરૂષોએ તપ તથા ધ્યાન કરવું અને સમિતિ તથા ગુપ્તિ સહિત શુદ્ધ ક્રિયા કરવી વીગેરે ઉપદેશ કરવો તે **વિધિ** કહેવાય.

સર્વ પ્રાણિની હીંસા ન કરવી અને અસત્ય ભાષણ ન કરવું વિગેરે નિષેધનો ઉપદેશ કરવો તે **પ્રતિષેધ** કહેવાય. એ વિધિ અને નિષેધ બંન્ને કષ કહેવાય. જેમ સુવર્ણની પરિક્ષા માટે કસોટી ઉપર રેખા કરીએ તેમ ધર્મની પરિક્ષા કરવામાં વિધિ વાકય અને નિષેધ વાકય કસોટીને ઠેકાણે છે. જે ધર્મમાં વિધિ વાકય અને નિષેધ વાકય વારંવાર જોવામાં આવતાં હોય તે **કષશુદ્ધ** કહેવાય. પણ એ વિના બીજો ધર્મ **કષશુદ્ધ** ન કહેવાય. કોઇ શ્રુતમાં એમ કહે છે કે અન્ય ધર્મ માનનારા પ્રાણીઓનો ઉચ્છેદ કરવો જોઇએ જેમ કે :—

**अन्यधर्मस्थिताः सत्त्वा असुराइव विष्णुना ।**
**उच्छेदनीयास्तेषां हि वधे दोषोनविद्यते ॥**

ભાવાર્થ—જેમ વિષ્ણુએ અસુરને માર્યા તેમ અન્ય ધર્મ માનનારાઓનો નાશ કરવો, તેમનો નાશ કરવાથી પાપ નથી લાગતું પણ પુણ્ય થાય છે ઇત્યાદિ વાકય ગર્ભિત વચનો અનેક ધર્મશાસ્ત્રોમાં છે તેવા શાસ્ત્રો **કષશુદ્ધ** ન કહેવાય.

નહિ પ્રકટ થયેલા વિધિની અને નિષેધની ઉત્પત્તી કરવી અને ઉત્પન્ન થયેલાની રક્ષા કરવી. તેને માટે બાહ્ય ક્રિયારૂપ ભિક્ષાદાનાદિ ચેષ્ટા કરવી તેનું વર્ણન કરવું તે છેદશુધ્ધ ધર્મ કહેવાય છે. જેમ કષથી પરિક્ષા કર્યા પછી પણ સોનું ગ્રહણ કરનારા પુરૂષો અંદરની શંકા દુર કરવા માટે સોનાની છેદથી પરિક્ષા કરે છે તેમ ધર્મનીકષ શુદ્ધિ થયા પછી પણ છેદશુદ્ધિની ઇચ્છા કરવી. તે છેદ વિશુદ્ધ બાહ્ય ચેષ્ટારૂપ છે. જે ચેષ્ટામાં અવિદ્યમાન વિધિ અને નિષેધ અબાધિત રીતે પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે, અને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કર્યા પછી 'અતિચાર અને અપચાર' રહિત વિધિ અને પ્રતિષેધ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે, તે **બાહ્યચેષ્ટા** કહેવાય છે. અને જે ધર્મમાં તે ચેષ્ટા વિસ્તાર સહિત કહી હોય તે **છેદશુધ્ધ ધર્મ** કહેવાય છે.

જેમ કષથી અને છેદથી શુદ્ધ થયેલ સોનું તાપ સહન ન કરે તો દોષને તજી સુવર્ણ પણાને ન પામે તેમજ ધર્મ પણ કષ અને છેદથી શુદ્ધ થયે છતે પણ તાપ પરીક્ષા પસાર ન કરે તો ધર્મપણાને ન પામે.

પૂર્વોક્ત કષ છેદના પરિણામી કારણ રૂપ જીવાદિ સુક્ષ્મ પદાર્થની પ્રરૂપણા કરવી તે આ શ્રુત ધર્મની પરિક્ષાના અંતપર્યંત અધિકારને વિષે તાપ જાણવો. વળી જે શાસ્ત્રમાં દ્રવ્યાર્થિક નયની અપેક્ષા એ નિત્ય અને પર્યાયાર્થિક નયની અપેક્ષા એ અનિત્ય એવાજીવાદિ પદાર્થ સ્થાપન કરેલા હોય તે શાસ્ત્ર તાપ શુદ્ધ કહેવાય. કારણ કે તાપશુદ્ધિ થવાથી કષશુદ્ધિ અને છેદશુદ્ધિ બંને ઘટે છે. પણ કષ અને છેદની શુદ્ધિ થવાથી તાપ શુદ્ધિ ઘટતી નથી.

ઉપદેશ કરનારાઓએ ઉપર કહેલા કષ, છેદ, અને તાપરૂપ પરિક્ષાના ત્રણ પ્રકારનું પરસ્પર સમર્થપણું અને અસમર્થપણું દેખાડવું અને તેનો ભેદ સમજાવી એ ત્રણમાં કયો ઉપાય વધારે સમર્થ છે એવો ઉપદેશ કરવો.

ઉપર કહેલા કષ અને છેદથી પરીક્ષા કરવી તે તાપ પરિક્ષા વગર નકામી છે માટે બુદ્ધિમાન પુરૂષે એકલા કષ કે એકલા છેદમાં પ્રયત્ન ન કરવો કારણ કે જે સોનું તાપને સહન કરી ન શકે તે નામથી સોનું કહેવાય પણ યથાર્થ સોનું કહેવાય નહિ તેમજ જે શ્રુત ધર્મ તાપ શુદ્ધ ન થાય તે શ્રુત ધર્મજ ન કહેવાય.

પ્રથમ બંધાયલા કર્મનો નાશ કરનાર સુત્રના અર્થનુ ચિંતવન અને અધ્યયન અને નવા કર્મ રોકનાર હિંસાદીકનો નિષેધ તે કષ કહેવાય. પ્રકટપણે નહિં દેખાતા વિધિ અને પ્રતિષેધનું પાલન કરવારૂપ, બાહ્ય ચેષ્ટાનું ફલ વત્ત્વ તપ છેદ શુદ્ધિ કહેવાય. અને પરિણામે વર્ણિત કષ અને છેદ પોતાનું કાર્ય કરવા સમર્થ ન થાય માટે તાપ શુદ્ધિ વિના તે બંનેની સફલતા થતી નથી. ઉપર કહેલ છે લક્ષણ જેવું એવા કષ અને છેદ પોતાના ફલ યુકત હોય તો સત્ય કહેવાય છે કારણ કે પોતાને કરવા યોગ્ય ક્રિયાકારી વસ્તુજ પરમાર્થથી સત્ય કહેવાય છે એમ સંત પુરૂષો કહે છે.

એથી વિપરિત કહેવાથી બાધ લાગે છે.

પરિક્ષા કરવા ગ્રહણ કરેલા કષ અને છેદ જો તે પોતાના ફલ રહિત હોય તો માંગી લાવેલા ઘરેણા રૂપ છે. જે કષ છેદ પોતાનું કામ કરી ન

શકે તે પારકા આભુષણની પેઠે પોતાના જાણવા નહિ. અલંકારનું ફળ બે પ્રકારનું છે એક તો પોતાનો નિર્વાહ થયેછ તે, સુખજનક, શરીરની શોભા થાય છે અને બીજું એ કે જ્યારે કોઇ પણ પ્રકારે પોતાનો નિર્વાહ ન થાય ત્યારે અલંકારથી પોતાનો નિર્વાહ કરી શકાય છે, પણ માગી લાવેલ અલંકારમાં એ બેમાંથી એકે ફલ થતું નથી કારણ કે તે પારકા છે. આ ઠેકાણે એમ કહેવાનું તાત્પર્ય એવું છે કે દ્રવ્ય અને પર્યાય એ બે સ્વભાવવાળા જીવોમાં કષ અને છેદ ઉપચાર રહિતપણે સ્થાપન કર્યા હોય તો તે પોતાના ફલવાળા થાય છે અને નિત્યાદિ એકાંત વાદમાં પોતાનાં વાદની શોભા માટે તેઓએ કલ્પેલા કષ અને છેદ માગી લાવેલા અલંકાર જેવા ગણાય છે. પણ પોતાના કાર્યનેજ કરનાર જણાતા નથી, માટે યથાર્થ રીતે વસ્તુ નિરૂપણ કરનાર સ્યાદ્વાદિ પુરૂષોએ કહેલો કષ અને છેદ સફલ છે કારણ કે તેઓ તાપ શુદ્ધિના ઉપયોગ સહીત સ્થાપન કરે છે અને એકાંત વાદી વીગેરે પુરૂષો તાપ શુદ્ધિનો ઉપયોગ રાખતા નથી. અર્થાત્ ત્રણે રીતે શુદ્ધ થયેલો શ્રુત ધર્મ ગ્રહણ કરવા યોગ્ય છે એટલે ત્રણમાં-થી એક ઓછો હોય તે શ્રુત ધર્મ ન કહેવાય. અતત્ત્વ વેત્તાનો વાદ સમ્યક્ વાદન કહેવાય. સાક્ષાત્ વસ્તુતત્વને નહિ જાણનાર પુરૂષનો વાદ એટલે છદ્મસ્થ પુરૂષોએ અજ્ઞપણે કરેલી વસ્તુ પ્રરૂપણા સમ્યક્ વાદ ન કહેવાય. કારણ કે જેમ જન્મથી આંધળા પુરૂષે કરેલું ચિત્ર દેખતા ચિતારાએ ચિત્રેલ ચિત્ર જેવું નજ હોય તેમ છદ્મસ્થનું કહેલું જ્ઞાની પુરૂષે કહેલા શાસ્ત્ર જેવું યથાર્થ નજ હોય એટલે તેમાં વિસંવાદ આવે એમાં શંસય નથી.

### બંધ અને મોક્ષથી આત્માની સિદ્ધિ થાય છે.

જેમ અગ્નિ અને લોઢાના ગોળાને પરપર સંબંધ છે એટલે તપાવેલ લોઢાના ગોળામાં જેમ અગ્નિ રહ્યો છે અને દુધ અને પાણી જેમ પરસ્પર એકઠા રહ્યાં છે તેમ જીવ અને કર્મ પણ મિથ્યાત્વ વીગેરે કારણોથી એકઠાં રહ્યા છે તેને બંધ કહે છે. અને સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્રથી કર્મનો અત્યંત ઉચ્છેદ થવો તેને મોક્ષ કહેવો.

એ પ્રકારે બંધ અને મોક્ષની ઘટના કરવી એટલે યોગ્ય યુક્તિથી વસ્તુ વાદની નિર્મલતા કરવી, તે વિચારવા યોગ્ય છે. એટલે જે સિદ્ધાંતમાં બંધ અને મોક્ષને યોગ્ય, આત્માનું, તે તે વિશેષણોથી નિરૂપણ કર્યું હોય, તે

સિદ્ધાંતને સર્વજ્ઞ પ્રણીત સમજવો. એમ ડાહ્યા પુરૂષોએ નિશ્ચય કરેલો છે. અને તેથી વિપરીત સિદ્ધાંતો છદ્મસ્થોના કરેલાં છે એવો નિશ્ચય જાણવો.

આ પ્રકારની બંધ અને મોક્ષની યુક્તિ પણ બાંધનાર અને બંધનરૂપ કર્મ વિદ્યામાન હોય ત્યારેજ હોય. જો એમ ન કહીએ તો કર્મ બાંધનાર જીવ અને બંધનરૂપ કર્મનો અભાવ હોય ત્યારે બંધ અને મોક્ષની યુક્તિનો પણ અભાવજ હોય. માટે એમ કહેલું છે. પોતાનું સામાર્થ્ય ઢંકાઇ જવાથી પરવશતાને પામેલો, એકેંદ્રિય સુક્ષ્મ અને બાદર બેરિંદ્રી, તેરિંદ્રી, ચઉરીંદ્રી સમુર્ચ્છિમ પંચેદ્રી અને ગર્ભજ પંચેંદ્રિ એ સાત પ્રયાપ્તા અને સાત અપર્યાપ્તા એ પ્રમાણે અશુદ્ધ વ્યવહારનયની અપેક્ષાએ ચૌદ ભેદવાળો જીવ તે કર્મ બાંધનાર કહેવાય. અનંતાનંત પરમાણુના સમુહરૂપ સ્વભાવ હોવાથી, મૂર્તિમાન્ જ્ઞાનાવરણાદિ કર્મરૂપ નિમિત્ત કારણો વડે આત્માનું બંધાવું તે **બંધન** કહેવાય. માટે કર્મ સત્ય છે પણ કલ્પના નથી એમ સમજવું. ઉપર આત્મ શબ્દ લખેલો છે તેથી સાંખ્ય મતનું ખંડન થાય છે. તે મતમાં એમ કહેલું છે કેઃ—

**आत्मानबध्यते नापि मुच्यते नापिसंसरति ।**
**कश्चित्संसरति बध्यते मुच्यतेनानाश्रयाप्रकृतिः ॥**

ભાવાર્થ—આત્મા બંધાતો નથી, મુકાતો નથી અને સંસારમાં રખડતો પણ નથી પણ વિચિત્ર પ્રકારના આશ્રયવાળી કોઇ પ્રકૃતિ રખડે છે, બંધાય છે અને મુકાય છે. જો પ્રકૃતિનોજ બંધ અને મોક્ષ થાય છે એમ અંગીકાર કરીએ તો આત્માની સંસાર અવસ્થા અને મોક્ષ અવસ્થામાં ભેદ રહે નહિ, અને તેથી યોગ શાસ્ત્રમાં યોગી પુરૂષોને મોક્ષ મેળવવા માટે કહેલા યમનિયમ વીગેરે અનુષ્ઠાન વ્યર્થજ થાય.

વળી ઉપર કર્મ સત્ય છે એમ ગ્રહણ કરવાથી સૌગત મતનો પણ નિષેધ થાય છે. કારણ કે તે મતમાં પણ કહ્યું છે કેઃ—

**चित्तमेव हिसंसारो रागादिक्लेशवासितं ।**
**तदेव तैर्विनिर्मुक्तम् भवान्त इति कथ्यते ॥**

અર્થ—રાગાદિ કલેશથી વાસિત ચિત્તજ સંસાર છે. અને તેજ ચિત્ત રાગાદિથી મુક્ત થાય, ત્યારે મોક્ષ કહેવાય છે. આમ કહેવાથી કર્મ બાંધ-

નાર આત્મા, વસ્તુરૂપ કર્મથી, જુદો નથી, એમ સમજાય છે. અને જ્યારે તેમ જુદા નથી એમ કહીએ, ત્યારે કર્મને અવસ્તુજ માનવી જોઇએ. કારણ કે જે વસ્તુ, જેનાથી જુદી નથી, તે વસ્તુ તેજ છે. તેજ તેનાથી બંધાયો એવી લોકમાં પણ પ્રતીતિ છે. જેમ સર્પ પોતાના શરીરની આંટી નાંખીને પોતાની મેળેજ બંધાય છે, તેમ આ નથી. પુરૂષનો સ્વભાવ જુદો છે અને બેડીનો સ્વભાવ જુદો છે તોપણ જેમ પુરૂષ બેડીમાં પડયો એ પ્રમાણે બંનેના બંધનનો વ્યવહાર લોકમાં થાય છે. તેમ આત્મા અને કર્મનું બંધાવું છે. એટલે આત્માએ કર્મ બાંધ્યા એમ કહેવાય છે. પણ એમ નથી કહેવાતું કે કર્મરૂપ આત્માએ આત્મા બંધાયો છે વળી કર્મ અને ચિત્ત જુદા નહી માનીએ તો, સંસાર અને મોક્ષ એવા ભેદ ન થાય. કારણ કે ચિત્ત બને જગ્યાએ વિશેષ-ણુથી રહેલું નથી. એટલે બંને જગ્યાએ સરખું છે. માટે ચિત્ત અને કર્મ એ બે વસ્તુ જુદીજ છે."

સંસારમાં પરિભ્રમણ કરાવે છે માટે વસ્તુ ગતે વિચાર કરતાં પાપરૂપ બંધના હેતુ ભૂત હિંસા, અસત્ય વિગેરે જીવના પરિણામ વિશેષ છે. તે આત્માની સાથે બંધના કારણપણાને પામીને વર્તે છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**हिंसानृतादय पञ्चतत्वाश्रद्धानमेवच्च ।**
**क्रोधादयश्च चत्वार इति पापस्य हेतवः ।।**

ભાવાર્થ—હિંસા અસત્ય વીગેરે પાંચ, તત્વમાં અશ્રદ્ધાન, અને ક્રોધ. દિચાર એ સર્વ પાપના કારણ છે. એટલે આ સર્વ બંધના કારણ છે.

હવે મોક્ષના કારણ કહે છે. હિંસાદિથી જુદા અહિંસાદિ તે બંધથી વિપરીત, એવા મોક્ષના કારણ છે. જેવું કારણ હોય તેવું કાર્ય થાય છે. બંધનું કારણ મળવાથી બંધ થાય છે અને મોક્ષનું કારણ મળવાથી મોક્ષ થાય છે.

બંધનું સ્વરૂપ બતાવે છેઃ—

બંધ પરંપરાથી અનાદિકાલનો છે. એટલે કર્મ બાંધવાની આદિ નથી. એટલે શરૂઆતમાં જીવે અમુક વખતે અમુક કર્મ બાંધ્યા એમ નથી. બંધ પોતાના હેતુથી ઉત્પન્ન થાય છે, તોપણ અનાદિ અતીતકાલની ઘટના કરવી. ક્ષણે ક્ષણે કરવા માંડેલો બંધ પણ પરંપરાની અપેક્ષાએ અનાદિ છે.

જેવું અતીતકાલનુ વર્તમાનપણું છે તેવું બંધનનું કૃતકપણું છે. કારણ કે નિશ્ચયનયના અભિપ્રાયથી, ક્રિયા કાલ અને નિષ્ઠા કાલમાં ભેદ નથી જો એમ ન કહીએ તો વર્તમાન ત્વ છે તે, કૃતકત્વ છે એવી વાત સ્થાપવી યુક્ત હોય; પણ કરેલાને કરવા માંડયું એમ ન કહેવાય. કેટલા એક પદાર્થ તત્કાલ થયાં હોય અને કેટલાં એક થતાં હોય, તો વ્યહારનયની અપેક્ષાએ તે બંને થાય છે એમ કહેવાય છે. અને નિશ્ચયનયની અપેક્ષાએ તો કરવા માંડેલાને પણ કર્યું કહેવાય. અહી પણ નિશ્ચય નયની અપેક્ષાએ કરવા માંડેલા બંધને કર્યો એમ કહ્યું છે. નયનો વાદ અતિ દુર્ગમ છે. તે સદ્‌ગુરૂ પાસેથી સારી રીતે ધારવો જોઇએ.

દેહથી ભિન્ન અને અભિન્ન એવા પરિણામી આત્મામાં, હિંસાદિક બંધના હેતુ ઘટે છે.

દ્રવ્યરૂપથી એક સ્વરૂપમાં રહેલી વસ્તુ બીજા પ્રર્યાયને પામે તે ક્રિયાનું નામ પરિણામ કહેવાય. જેથી આત્મા દેહપણાને પામે છે; મનુષ્ય ત્વ પામે છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

**परिणामो ह्यर्थान्तरगमनं नचसर्वथात्यवस्थानम् ।**
**नचसर्वथाविनाशः परिणामस्तद्विदामिष्टः ॥**

અર્થ—એક અર્થ મુકી બીજા અર્થને પામવું તેનું નામ પરિણામ કહેવાય. પણ સર્વથા એક રૂપે રહેવુ તે પરિણામ ન કહેવાય તેમ સર્વથા નાશ પામવો તે પરિણામ ન કહેવાય. વિદ્વાનોએ પરિણામનું સ્વરૂપ આ પ્રકારનું માનેલું છે.

આ પ્રકારના પરિણામી આત્મામાં પૂર્વે કહેલા હિંસાદી દોષ ઘટે છે; અને તે આત્મા દેહથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે. એટલે આત્મા અને દેહ એક પણ છે અને જુદા પણ છે. એમ સિદ્ધાંતમાં કહેલું છે. જો પરિણામી, દેહથી ભિન્ન, અને દેહથી અભિન્ન, એવો આત્મા ન માનીએ તો હિંસા વગેરેનો યોગ ન થાય. કારણ કે કોઇ દિવસ ચવે નહિ અને કોઇ દિવસ ઉત્પન્ન થાય નહિ પણ નિરંતર એકજ સ્વભાવમાં રહે તે નિત્ય આત્મા કહેવાય, એવા આત્મામાં હિંસાદિ સંભવતા નથી. એટલે એકાંત દ્રવ્યાર્થિ નયના મતથી આત્મા નિત્ય માનીએ તો હિંસા ઘટે નહિ. કારણ કે પર્યાયનો

નાશ કરવો તેનું નામ **હિંસા** કહેવાય છે. શાસ્ત્રમાં પણ **હિંસાનું** લક્ષણ નીચે પ્રમાણે કહેલું છે.

**तत्पर्यायविनाशोदुःखोत्पाद स्तथा च संक्लेशः ।**
**एष वधो जिनभणितो वर्जयितव्यः प्रयत्नेन ॥**

અર્થ–તે આત્માના પર્યાયનો વિનાશ કરવો, તે આત્માનાને દુઃખ ઉત્પન્ન કરવું, તથા ક્લિષ્ટ અધ્ય વસાય કરવો, એ જીન પરમાત્માએ કહેલી જીવ હિંસા છે; તે હિંસાનો, સર્વ પ્રયત્ન કરી, ત્યાગ કરવો.

વળી આત્મા એકાંત અનિત્ય માનવાથી પણ હિંસાનો અસંભવ થાય છે. જ્યારે આત્માને અનિત્ય માનીએ ત્યારે તો તે ક્ષણ ભંગુર થયો. એટલે ક્ષણે ક્ષણે નાશ પામનારો થયો. એમ માનવાથી તે પોતાની મેળેજ નાશ પામે છે, અને પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. પછી કોણ કોને મારે, અને કોણ કોનાથી મરાય, એવી સ્થિતિ રહેજ નહિ. માટે આત્મા એકાંત નિત્ય પણ નમનાય અને એકાંત અનિત્ય પણ ન મનાય. પણ **નિત્યા નિત્ય** મનાય એમ આપ્ત પુરૂષો કહે છે.

વળી જો આત્મા સવર્થા દેહથી ભિન્ન માનીએ તો સ્ત્રીનું શરીર, શયન, આસન વીગેરે ઇષ્ટ અને કાંટા, અગ્નિ, જવાલા વીગેરે અનિષ્ટ, એવા સ્પર્શ ઇંદ્રિના વિષયનો અનુભવ ભોગી પુરૂષને થાય નહિ. કેમકે દેવદત્ત નામે પુરૂષે ભોગના અંગરૂપ સ્ત્રી શરીર વીગેરેનો સ્પર્શ કરવાથી, વિષ્ણુ મિત્ર નામના બીજા પુરૂષને અનુભવની પ્રતિતિ થતી નથી; એટલે જે ભોગ એક માણસ ભોગવે તેનો અનુભવ બીજાને થતો નથી, તેમ દેહ અને આત્મા સર્વથા જુદા હોય તો દેહે ભોગવેલા ભોગનો આત્માને અનુભવ ન થાય માટે જ્યાં સુધી કર્મ સહિત આત્મા છે, ત્યાં સુધી સર્વથા દેહથી જુદો ન કહેવાય એમ સમજવું. વળી સર્વથા આત્મા દેહથી ભિન્ન છે એમ માનીએ તો ભોગના અંગરૂપ પુષ્પ માલા, સ્ત્રી, ચંદન, વસ્ત્ર વીગેરે પુરૂષને સંતોષ ન આપે એટલે તે પદાર્થોથી સુખ અનુભવવામાં આવે છે તે નિરર્થક થાય તેમજ અગ્નિ વિગેરેથી દુઃખ થાય છે એમ માનવું પણ નિરર્થક થાય. માટે સર્વથા દેહ અને આત્મા જુદા નથી.

વાદી—વળી એકાંત દેહ અને આત્મા જુદા નથી એમ માનીએ તો દેહ અને આત્મા એકજ થયાં; ત્યારે તો ચૈતન્ય સહિત શરીર તેજ આત્મા થયો

અને એમ માનવાથી આત્માને મરણનો અભાવ નિષ્પન્ન થાય છે. એટલે આત્માને મરણનો નિષેધ થાય છે. અને જગત્માં તો એમ કહેવાય છે કે અમુક આત્મા મરણ પામ્યો. ત્યારે જો આત્મા દેહરૂપ માનીએ તો મરણ શી રીતે સંભવે? કારણ કે દેહ તો તેવું ને તેવુંજ પડેલું રહે છે. ત્યારે એમાંથી ગયું શું? કે જેના જવાથી મરણ કહેવાય?

સિદ્ધાંતિ—દેહ જેવો છે તેવોજ દેખાય છે એમાંથી કશું ગયું જણાતું નથી માટે એ મરણ પામ્યો એમ કહેવાય નહિ.

વાદિ—એમ જ્યારે કહીએ ત્યારે તે મત માનનાર કહેશે. કે–પંચ ભુત માંહેલો વાયુ તેમાં જણાતો નથી, તેથી અમે એમ કહીએ છીએ કે મરણ થયું.

સિદ્ધાંતિ—જવાબ આપે છે કે:–એ મૃતક શરીરમાં વાયુ છે. જો વાયુ ન હોય તો પ્રફુલ્લિતપણું કયાંથી હોય? માટે વાયુ નથી એમ ન કહેવું.

વાદી—તેજ તત્વનો અભાવ થયો છે માટે મરણ થયું એમ કહીએ છીએ.

સિદ્ધાંતી—જો તેજનો અભાવ હોય તો કોહોવાપણું ન થવું જોઇએ પણ અહીં તો તેમ દેખાય છે માટે તેજનો પણ અભાવ નથી. માટે અભિન્ન માનવાથી મરણ ઘટે નહિ.

વાદી—પૂર્વે હતા તે પ્રકારના વાયુ અને તેજસ્નો અભાવ થવાથી મરણ ઘટે છે.

સિદ્ધાંતિ—કદાચિત્ આ પ્રકારે તમે મરણ અંગીકાર કરશો તો પરલોકનો અભાવ થશે. કારણ કે તમે દેહ અને આત્મા એકજ છે એમ માનો છો તેથી પરલોકમાં જનાર કોઇ રહેશેજ નહિ કારણ કે દેહ અહીંજ પડે છે. અને તમારા મતમાં આત્મા અને દેહને એકજ માન્યા છે.

વાદી—પણ પરલોકજ નથી; ત્યારે પરલોકમાં જવાની વાત શી કરવી?

સિદ્ધાંતી—સર્વ શ્રેષ્ટ પુરૂષોએ પ્રમાણના બળથી પરલોક અંગીકાર કર્યો છે. જે જે અભિલાષ ઉત્પન્ન થાય છે તે તે અભિલાષ પ્રથમ ઉત્પન્ન થયેલા બીજા અભિલાષ પૂર્વક છે. જેમ કે યૌવનાવસ્થામાં ઉત્પન્ન થયેલા અભિલાષ

બાલાવસ્થામાં થયેલા અભિલાષ પૂર્વક છે. તેમ એકજ દીવસના જન્મેલા બાળકને, આંખો ઉઘાડી, માતાના સ્તન જોઇને તેમાં રહેલ દુધની ઇચ્છા થાય છે તે પૂર્વ જન્મમાં થયલા અભિલાષ પૂર્વકજ છે એટલે બાળકને જે અભિલાષ થાય છે તે અન્ય અભિલાષ પૂર્વકજ થાય છે અને તે અભિલાષાંતર નિશ્ચે પૂર્વ ભવમાં થયેલો છે એ પ્રમાણે પરલોક સિદ્ધ થાય છે.

વળી દેહ અને આત્માનો એકાંત ભેદ અંગીકાર કરવાથી, બીજાનું તાડન, તર્જન, હિંસા વિગેરે અશુભ કર્મ, અને દેવને નમસ્કાર, સ્તુતિ વીગેરે શુભ કર્મનો ભોગ અત્માથી થાય નહિ એટલે શુભ અને અશુભ કર્મથી થયેલા સુખ અને દુઃખ આત્મા નહી ભોગવે અને આત્માએ કરેલા દેહ નહી ભોગવે કારણ કે બીજા એ કરેલું શુભ અને અશુભ કર્મ ભોગવવા બીજો યોગ્ય નથી. તેમ જો દેહ આત્માને તદન જુદા માનીએ તો દેહે કરેલાં પુણ્યપાપ આત્મા શી રીતે ભોગવે? પણ અહીતો દેહે કરેલા પુણ્ય પાપ આત્મા સાક્ષાત્ ભોગવે છે માટે જ્યાં સુધી કર્મ સહિત આત્મા છે, ત્યાં સુધી દેહમાં આત્મા અહંબુદ્ધિએ મળેલો છે. કેમકે આત્માને મળ્યા વિના એકલો દેહ કાંઇ કરી શકતો નથી. માટે જ્યાં સુધી આત્મા દેહની મમતાવાલો છે ત્યાં સુધી, વ્યવહાર નયની અપેક્ષાએ આત્મા દેહથી સર્વથા જુદો કહેવાય નહિ. ભગવતી સુત્રમાં પણ દેહને આત્મા કહી બોલાવ્યો છે. અને જો એમ ન માનીએ તો કરેલાં કર્મનો નાશ અને નહીં કરેલાંની ઉત્પત્તિ થવા પ્રસંગ આવશે.

વાદી—જો એમ થશે તોપણ શું વાંધો છે?

સિદ્ધાંતિ—દેહે કરેલું સુખ દુઃખ આત્મા ભોગવે છે અને આત્માએ અનુભવેલું સુખ દુઃખ દેહ ભોગવે છે. તે સર્વ લોક દેખે છે, તેને અને શાસ્ત્ર પ્રસિદ્ધ મોક્ષાદિક અનુષ્ટાનને પણ બાધ થાય છે જેમ કે:—

દેહે કરેલાં ચોરી, પરદારસંગ વીગેરે અનાર્ય કાર્યોથી બંદિખાના વીગેરેમાં રહી ખેદ અને શોકનો અનુભવ કરતો, આત્મા જોવામાં આવે છે. તથા કોઇ પ્રકારના મનના સંક્ષોભથી ઉત્પન્ન થયેલી જવર વિગેરે વ્યાધિ ભોગવતો, દેહ પણ પ્રત્યક્ષ દેખાય છે. માટે દૃષ્ટ અને ઇષ્ટ એ બંને ઓલવવા નહીં. આ પ્રમાણે આત્મા નિત્યાનિત્ય ભિન્નાભિન્ન માનવો જોઇએ, અને એમ માનવાથીજ હિંસા વીગેરે સિદ્ધ થાય છે. અને તે સિદ્ધ થવાથી તેના કાર્યરૂપ બંધ અને મોક્ષ પણ સિદ્ધ થાય છે. માટે એજ ખરો તત્ત્વવાદ છે. તે તત્ત્વવાદ જાણવા અતત્ત્વવાદી પુરૂષો સમર્થ થતા નથી.

આ પ્રમાણે તત્ત્વવાદ સંબંધી જ્ઞાન અને શ્રદ્ધાનરૂપ પરીક્ષા એટલે એકાંતવાદમાં અરૂચિ અને તત્ત્વવાદના વખાણથી અને સેવનથી પરિણામની પરીક્ષા થાય છે અનેક પ્રકારની પરીક્ષાથી શુદ્ધ થએલા માણસોને બંધ ભેદનો બોધ કરવો. અને ત્યાર પછી તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કરવા રૂપ બોધિ લાભ, બીજા સમકિત્‌ની પ્રાપ્તી કરતાં શ્રેષ્ઠ છે, એવી પ્રરૂપણા કરવી. અથવા તો દ્રવ્ય સમકિત્ પ્રાપ્તિ કરતાં ભાવ સમકિત્ પામવું અતિશે શ્રેષ્ઠ છે એ પ્રમાણે હેતુ, સ્વરૂપ અને ફલ સહિત, ભવ્ય પ્રાણિઓ આગળ પ્રરૂપણા કરવી, જેમ કે:—

ભવ્યપણાથી નિશ્ચે મોક્ષ મેળવાય છે. અને તેથી ભવ્યપણુ પણ અનાદી છે. અને તે ભવ્યતા આત્માનું મુલ તત્ત્વ છે. અને કાલ વિગેરેના ભેદથી જુદા જુદા પ્રકારને પામેલું છે.

**કાલ વિગેરેથી, કાલ, નિયતિ, કર્મ અને પુરૂષ સમજવાનાં છે.**

સુક્ષ્મ પુદ્ગલ પરાવર્તન જેમાં રહેલો છે એવી ઉત્સર્પિણી વીગેરે **કાલ** કહેવાય છે. જેમ વસંત વિગેરે ઋતુઓ જુદા જુદા પ્રકારની વનસ્પતિને પ્રફુલ્લિત કરે છે તેમ ઉત્સર્પિણી વીગેરે **કાલ**, તથાપ્રકારના ભવ્યપણાને, મોક્ષરૂપ ફલ પ્રતિ જવાને સન્મુખ કરે છે. કારણ કે ભવ્યપણું હોય તોપણ મોક્ષ પામવાનો અવસર થયા વિના મોક્ષે ન જવાય, કારણ કે એવા અધ્યવસાયની જરૂર છે. અને તે પ્રકારના અધ્યવસાય થવામાં **કાલ** કારણ છે.

**કાલ** પ્રાપ્ત થએ સતે પણ ન્યૂનાધિકને દૂર કરી જે નિશ્ચિયકાર્ય કરે તે **નિયતિ** કહેવાય. અને નિયતિ છે તોપણ પુણ્ય કર્મનો ઉદય થયા વિના મોક્ષે જવાય નહિ. માટે કલેશ રહિત, અને નાના પ્રકારના શુભ આશયવાળું, પુણ્યાનુબંધિ પુણ્ય મોક્ષ પ્રાપ્તિનું કારણ છે. જો કે રૂડાં કર્મ હોય તોપણ મોક્ષ પ્રાપ્તિ કરવાને યોગ્ય પુરૂષ જોઇએ. અત્યંત પુણ્યવાળો, સારા આશયવાળો સારી બુદ્ધિવાળો અને રૂડી પ્રરૂપણા સમજવાની શક્તિવાળો પુરૂષ મોક્ષ મેળવવા યોગ્ય કહેવાય.

માટે ઉકત પ્રકારનું ભવ્યપણું, કાલ, નિયતિ, કર્મ અને યોગ્યતા (પૌરૂષ) મેળવવાથી શ્રેષ્ઠ સમકિતનો લાભ થાય છે, અને જીવાદિ પદાર્થોનું શ્રદ્ધાન કરવું તે, રૂડા સમકિત પામવાનું કારણ છે.

જેમ વિંધાયેલમણી, જો કે તેના છિદ્રમાં મળ ભરાયો હોય, તોપણ પૂર્વાવસ્થાને પામી શકતો નથી તેમ શુદ્ધ શ્રદ્ધારૂપ સોઇથી રાગ દ્વેષના પરિણામને ભેદી નાંખવામાં આવે તો તે અતિ નિબિડ થવા ન પામે કારણ કે જેમ મણી છિદ્ર રહીત થતી નથી તેમ પરિણામ પણ ફરી દૃઢ થતું નથી. કારણ કે ગાંઠ છુટયા પછી ફરીથી બંધાતી નથી. અને ગ્રંથ ભેદ કરતી વખતે ચાલુ કર્મ શિવાય, બીજા કર્મની જેટલી સ્થીતિ રહે છે, તેટલોજ બંધ સમ્યક્ દર્શન પામેલો બાંધે છે એટલે તેથી વધારે બંધ થતો નથી એવો સિદ્ધાંતનો નિયમ છે.

જ્યાં સુધી સમ્યક્ દર્શન વિદ્યમાન છે, ત્યાં સુધિ, વિશુદ્ધ ભવ્યપણાના પરિપાકના સામર્થ્યથી અને મતિ ભેદ કરનાર કારણોની અપ્રાપ્તિથી, કુદેવ, કુમનુષ્ય તિર્યંચ અને નારકીની પ્રાપ્તિનજ થાય એટલે સમકિતી જીવ હલકી સ્થિતિ નજ પામે. પણ સારૂ દેવપણું અથવા સારૂં મનુષ્યપણુંજ પામે.

આ પ્રકારે સમકિત શુદ્ધિ થવાથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે. શુદ્ધ સમકિત્ હોવાથી સાવદ્ય યોગ્ય પરિહાર અને નિરવદ્ય યોગ્યના સમાચારરૂપ ચારિત્રની પ્રાપ્તિ થાય છે. કેમકે શુદ્ધ સમકિતને ચારિત્રપણું ઘટે છે. અને આચારંગ સુત્રમાં પણ કહ્યું છે કેઃ—

**जं मोणंति पासहा तं सम्मंति पासहा ।**
**जं सम्मंति पासहा तं मोणंमि पासहत्ति ॥**

જેનો મુમુક્ષુ પુરૂષો નિરંતર અભ્યાસ કરે તે **ભાવના** કહેવાય તે બાર પ્રકારે છે.

**भावयितव्यमनित्यत्वमशरणत्वं तथैकतान्यत्वे ।**
**अशुचित्वं संसारः कर्माश्रवसंवरविधिश्च ॥**
**निर्जरण लोकविस्तर धर्मस्वाध्यायतत्वचिन्ताश्च ।**
**बोधि सुदर्लभत्वं भावना द्वादश विशुद्धाः ॥**

**૧ અનિત્ય ભાવના**—સંસારમાં સર્વ પદાર્થ અનિત્ય છે એવું ચિંતવન કરવું.

**૨ અશરણ ભાવના**—સંસારમાં મરણાદિપ્રાપ્ત થાય ત્યારે પ્રાણી માત્રને કોઇ શરણ કરવા યોગ્ય નથી એમ વિચારવું.

**૩ એકત્વ ભાવના**—જીવ એકલો કર્મ ઉપાર્જન કરે છે અને એકલો ભોગવે છે એવો વિચાર કરવો.

**૪ અન્યત્વ ભાવના**—જીવ અને દેહ વસ્તુતાએ જુદા છે. અને અતિશય સંબંધથી એકઠા રહેલાં છે તોપણ દેહ જીવ સાથે જતો નથી અને જીવ દેહ માટે રહેતો નથી ત્યારે સ્ત્રી, પુત્ર, ધન વીગેરે બીજા પદાર્થો સાથે આવેજ શાના? માટે તત્ત્વ દૃષ્ટિથી જોતાં કોઇ કોઇનું સંબંધિ નથી. વાસ્તવીક રીતે અન્યજ છે. એમ વિચાર કરવો તે.

**૫ અશુચિત્વ ભાવના**—આ શરીર સાત ધાતુમય છે જેમાં નવદ્વારે અશુચિ વસ્તુનો પ્રવાહ થાય છે. મલ, મૂત્ર, કફ વીગેરે નઠારી વસ્તુથી ભરેલું છે ઇત્યાદિ ચિંતવન કરવું તે.

**૬ સંસાર ભાવના**—જીવ ચોરાશી લાખ જીવાયોનિમાં ભ્રમણ કર્યા કરે છે. એવું ધારવું તે.

**૭ આશ્રવ ભાવના**—સંસારમાં રહેલા જીવો મિથ્યાત્વ, કષાય, અવિરતિ, પ્રમાદ, આર્ત ધ્યાન, રૌદ્ર ધ્યાન, વીગેરે કારણોથી નિરંતર કર્મ બાંધે છે. એવો વિચાર કરવો તે.

**૮ સંવર ભાવના**—બંધના કારણરૂપ મિથ્યાત્વ વિગેરેને અટકાવનાર સમકિત વીગેરે ઉપાયો ચિંતવવા તે.

**૯ નિર્જરા ભાવના**—સકામ નિર્જરા સમ્યક્ દર્શી તથા સાધુને હોય છે અને અકામ નિર્જરા અન્ય જીવોને હોય છે. એ પ્રકારની નિર્જરાનું ચિંતવન કરવું તે.

**૧૦ લોક વિસ્તર ભાવના**—ચૌદરાજ લોકના વિસ્તારનું ચિંતવન કરવું તે.

**૧૧ ધર્મ સાધક ભાવના**—દુસ્તર સંસાર સમુદ્ર ઉતરવાને વહાણુ સમાન શ્રી જીનપ્રણીત ધર્મનું ચિંતવન કરવું તે.

**૧૨ બોધિદુર્લભ ભાવના**—અનંતે કાલે દુર્લભ એવી મનુષ્ય ભવની સામગ્રી થાય તોપણ સમકિત્ મેળવવું વધારે મુશ્કેલ છે એવું ચિંતવન કરવું તે.

આ ભાવનાઓથી રાગદ્વેષ રૂપમલનો નાશ થાય છે, કારણ કે તે ભાવનાઓ રાગ વિગેરેને પ્રતિપક્ષભુત છે.

અને તે પ્રમાણે રાગાદિ ગયાથી, સકલ લોક અને અલોક જોવાનું છે શીલ જેનું એવું કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત થાય છે. તે થયા પછી મન અને શરીર સંબંધિ સર્વ દુઃખના નાશરૂપ, અને અસાધારણ આનંદરૂપ મોક્ષ પ્રાપ્તિ થાય છે.

આ પ્રકારે, ધર્મની વાસનાથી વાસિત અંતઃકરણવાળા મુનિએ, સાંભળવાની ઇચ્છા રાખનાર સમીપે, વૈરાગ્ય કરનાર, આ ઉત્તમ ધર્મ કહેવો જોઇએ.

વૈરાગ્યનું લક્ષણ શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**तथ्ये धर्मे ध्वस्त हिंसाप्रबन्धे देवेरागद्वेषमोहादिमुक्ते ।**
**साधौ सर्वग्रन्थ संदर्भहीने संवेगोऽसौनिश्चलो योऽनुरागः ॥**

ભાવાર્થ—હિંસાના પ્રબંધ રહિત સત્ય ધર્મમાં, રાગદ્વેષ રહિત દેવમાં, અને સર્વ પ્રકારના પરિગ્રહ રહિત સાધુમાં નિશ્ચલ અનુરાગ કરવો તે **વૈરાગ્ય** કહેવાય. ઉક્ત લક્ષણ ધર્મ ગીતાર્થ મુનિઓએજ કહેવો જોઇએ કારણ કે બીજાને એટલે અગીતાર્થને ઉપદેશ કરવાનો અધિકાર નથી. * કારણ કે ધર્મ કથા કરવાનો ક્ષયોપશમ ન થયો હોય તો ઉન્માર્ગ દેશના થવાનો સંભવ છે. એટલે પોતાને સ્યાદ્વાદ શૈલીનું, ગૌણતા મુખ્યતાનું, અને ગુરૂ લઘુતાનું જ્ઞાન ન હોય અને ધર્મ દેશનાનો અધિકારી થઇ બેસે તો એકાંત પ્રરૂપણા થવાથી ઉન્માર્ગની પુષ્ટી થાય, અને તેથી મોહનીય કર્મ ઉપાર્જન કરે. જેમ આંધળાની પછવાડે આંધળો ચાલે તો સારો રસ્તો પામે નહિ તેમ અજાણની પછવાડે અજાણ દોરાયતો તે કદી પણ જાણ થાયજ નહિ.

પ્રશ્ન—સ્યાદ્વાદશૈલી કોને કહેવી ?

ઉત્તર—કોઇ પ્રકારે જીવને એક કહીએ અને કોઇ પ્રકારે જીવને અનેક કહીએ. એટલે દ્રવ્યાથિર્ક નયને મતે જીવ એક છે અને પર્યાયાથિર્ક નયને મતે જીવ અનેક છે. કોઇ અપેક્ષાએ અજીવને જીવ કહીએ અને જીવને અજીવ કહીએ. જેમ–ઘર બંગલા વીગેરે અજીવ છે પણ તેમાં રહેલા જીવની

* વિશેષ જીજ્ઞાસુ પુરૂષે સૂયગડાંગ સુત્રમાં જોઇ લેવું.

અપેક્ષાએ તે જીવ કહેવાય છે. એ પ્રમાણે સર્વ ઠેકાણે અપેક્ષાથી સમજવું તેનું નામ સ્યાવાદ્વાદ અથવા અનેકાંતવાદ કહેવાય છે. ટુંકામાં સ્યાદ્વાદ એટલે કથંચિત્‌વાદ. "જીવ" એમ બોલવામાં જીવમાં બે ધર્મ છે. જીવને રૂપે જીવ પણ પુદ્‌ગલને રૂપે નહિ. એમ દરેક વસ્તુ અનંતધર્મવાળી છે માટે નિશ્ચયથી કાંઇ ન કહેવાય.

પ્રશ્ન—ગૌણુ અને મુખ્ય કોને કેહવા ?

ઉત્તર—સાતે, નયો, નિશ્ચયનય અને વ્યવહારનયમાં અવતરે છે. જ્યારે કામ, મોહ, લોભ, ઇંદ્રિયોના વિષય અને કષાય વિગેરે જો નિશ્ચયનયને મુખ્ય કરવાથી ઘટતા હોય અને પોતાને પરવસ્તુથી વિરામ થતો હોય, ત્યારે વ્યવહારની ગૌણુતા કરી નિશ્ચયની મુખ્યતા કરવી, અને વ્યવહારનયની મુખ્યતા કરવાથી ઘટતા હોય તો નિશ્ચયની ગૌણુતા કરી વ્યવહારની મુખ્યતા કરવી, અને પરજીવ આશ્રી ગુણ ગ્રહણ કરવામાં તો વ્યવહારની મુખ્યતા કરવી અને નિશ્ચયની ગૌણુતા કરવી કેમકે ત્યાં નિશ્ચયની મુખ્યતા કરવાથી તેનો વિનય, વૈયાવચ્ચ, આદર, સત્કાર વીગેરે થઇ શકે નહીં અને પરજીવમાં દોષ દેખી નિશ્ચયનયની મુખ્યતા કરવી અને એમ ચિંતવવું કે આ જીવ કર્મને વશ છે અને આત્મા તો સચ્ચિદાનંદમય છે. કારણ કે એમ વિચારવાથી પોતાને રાગદ્વેષ થાય નહિ, અને જે નયની મુખ્યતા અથવા ગૌણુતા કરવાથી રાગ દ્વેષ અને મોહ વૃદ્ધિ પામે તે નયાભાસ કહેવાય. આ પ્રમાણે મુખ્યતા ગૌણુતાનો વિચાર કરવો.

પ્રશ્ન—ગુરૂ અને લઘુનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર—જેમાં નિશ્ચયથી ગુણ ઘણા દેખાતા હોય અને વ્યવહારથી કિંચિત્‌ દોષ જણાતો હોય અને વાસ્તવીક રીતે નિશ્ચયમાં દોષ ન હોય તો તે કામ કરવા યોગ્ય છે. અને જેમાં નિશ્ચિયથી ઘણા અવગુણ દેખાતા હોય અને આત્માને રાગ દ્વેષ અને મોહ વીગેરેની વૃદ્ધિ થતી હોય અને વ્યવહારમાં લોકને રંજીત કરવા રૂપ કિંચિત્‌ ગુણ દેખાતો હોય તો તેવું કામ આત્માર્થી પુરૂષોએ કરવા યોગ્ય નથી. એવી રીતે ગુરૂ લઘુનો વિચાર કરવો અને તે પ્રકારે વીચાર કરનારને દેશના દેવાય; બીજાને નહિ.

પ્રશ્ન—ધર્મ કહેવાથી પણ જો શ્રોતા પુરૂષને કર્મ દોષથી જ્ઞાન ન થાય તો ધર્મ કહેવાનું શું ફ્લ છે ?

ઉત્તર—જો કે શ્રોતાને જ્ઞાન નથી થતું તોપણ શુદ્ધ ચિત્તવાળો વક્તા તેની ક્રિયાનું ફલ અવસ્ય પામે છે.

પ્રશ્ન—ધર્મ દેશનાનું ફળ બીજા પ્રકારે પણ થાય છે ત્યારે ધર્મ દેશનામાં પ્રયાસ કરવાની શી જરૂર છે?

ઉત્તર—પ્રાણીઓના શરીર સંબંધી તથા મન સંબંધિ સર્વ દુઃખ દુર કરવાથી, દેશના યોગ્ય પ્રાણીઓને, જેવી ધર્મ દેશના ઉપકાર કરનારી છે, તેવો ઉપકાર કરનારૂં આ જગત્માં કોઇ કાલમાં અને કોઇ ક્ષેત્રમાં, કોઇ પણ નથી; કારણ કે સદ્દેશનાથી ધર્મમાં શ્રદ્ધાન વીગેરે થાય છે અને તેથી મોક્ષ પ્રાપ્ત થાય છે, માટે વકતા પુરૂષે ધર્મ દેશના કરવામાં અને ધર્મનાખપી પુરૂષે દેશના સાંભળવામાં આળસ ન કરવો કેમકે ધર્મદેશનાથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થાય છે અને તેમ થવાથી હેય ઉપાદેયનું જ્ઞાન થાય છે. આ પ્રમાણે ધર્મદેશનાથી ઉત્તરોત્તર ગુણ નિષ્પન્ન થાય છે. માટે સર્વ ક્રિયાથી, ધર્મદેશના સાંભળવી એ મોટી ક્રિયા છે. અને જાણપણું થયા વિના અંધકારે કુટાવા જેવું છે. માટે છતે જોગે અને છતી શક્તિએ ધર્મ દેશના સાંભળવામાં પ્રમાદ ન કરવો. કિમ્ બહુના?



# પ્રકરણ ત્રીજું.

## ગૃહસ્થ વિશેષ ધર્મ.

### ધર્મ ગ્રહણ કરવાની યોગ્યતા.

એ પ્રમાણે સદ્ધર્મના શ્રવણથી ગયાં છે પાપ જેના, જાણ્યું છે તત્ત્વ જેણે, મહાસત્ત્વ વંત એવો, અને ઉપર કહેલા ઉત્કૃષ્ટ સંવેગને પામેલો, પુરૂષ, ધર્મ ઉપાદેય છે, એમ સમજીને, ભાવથી તેમાં ઇચ્છા કરીને, અને પોતાની શક્તિનો બરાબર વિચાર કરીને ધર્મ ગ્રહણ કરવામાં પ્રવૃત્તિ કરે છે.

પ્રશ્ન—શું આવા લક્ષણ યુકત પુરૂષનીજ ધર્મમાં પ્રવૃત્તિ થાય અને બીજાની ન થાય?

ઉત્તર—સકલ જગત્‌માં કલ્યાણ સ્થાપન કરવું, એજ છે ધન જેનું એવો, અરિહંત પરમાત્માએ, ફલના સાધન ભાવે કરીને, ઉકત વિશેષણે યુકત પુરૂષને, ધર્મ ગ્રહણ કરવા યોગ્ય કહ્યો છે. કારણ કે પૂર્વે કહેલો યોગ્ય પુરૂષજ સાચો ધર્મ ગ્રહણ કરી શકે છે. એ શિવાયનો બીજો પુરૂષ તત્ત્વદૃષ્ટિથી જોતાં, યથાર્થ ધર્મ પ્રાપ્તિને યોગ્ય નથી.

પ્રશ્ન—અયોગ્ય પુરૂષ ગ્રહણ કરે તો શી હરકત આવે? ઘણા લોકો, નામથી ચારિત્ર અંગીકાર કરનારા, સામાયિક, પોસહ પ્રતિક્રમણ વિગેરે કરનારા, જોવામાં આવે છે. અને ગૃહસ્થો પણ જુઠા લેખ, જુઠી સાહેદી વિગેરે અન્યાયના કામ કરે છે. અને ધર્મ કરણી પણ કરે છે તો તેમને શું બાધક પડે છે? એમ કરતાં કરતાં યોગ્ય થશે. એમા શું વાંધો છે?

ઉત્તર—આમ કહેવું તદન ભુલ ભરેલું છે. માથે સારી પાઘડી બાંધવી, અને પહેરવા સારી લંગોટી પણ ન મળે એ કેવી હાંસીની વાત છે. પહેલાં તો પોતીઉં સારૂં જોઇએ, પછી અનુક્રમે ચડતાં ચડતાં, સારાં લુગડાં પહેરવા જોઇએ. તેમ અહીં પણ પ્રથમથી દુર્ગુણ દૂર કરવા. અને ન્યાયમાં

પ્રવૃત્તિ કરવી, પછી દેશ વિરતિ ધર્મ અને પછી સર્વ વિરતિ ધર્મ એમ અનુક્રમે પોતાની શક્તિ અનુસારે ગ્રહણ કરવાં. પણ પ્રથમથી ચરિત્રાચાર્યનું અથવા તો શુદ્ધ શ્રાવકનું નામ ધરાવે, અને માર્ગાનુસારીનો એક પણ ગુણ જોવામાં આવે નહિ તો તે ધર્મ શી રીતે શોભે? અને શી રીતે હિતકારી થાય? ફોકટ પોતાના દોષ ઢાંકવા માટે, અને મુગ્ધ લોકોને ઠગવા માટે, પ્રથમથી દુર્ગણ દૂર કર્યા વગર, લોકને દેખાડવા માટે, જીન મતની ક્રિયા કરે છે; તેથી આત્માનું બીલકુલ કલ્યાણ થતું નથી. પણ જો યોગ્ય પુરૂષ ધર્મ અંગીકાર કરે તોજ ધર્મ શોભે છે અને પોતાને તથા પરને હિતકારી થાય છે. માટે જેને ધર્મ ગ્રહણ કરવો હોય અને પોતાના આત્માને કર્મમુક્ત કરવો હોય તેણે પ્રથમથીજ માર્ગાનુસારી વીગેરે ગુણો ગ્રહણ કરવા અને પછી પોતાની યોગ્યતા પ્રમાણે ધર્મ ગ્રહણ કરવો યુક્ત છે. અને એજ હેતુ માટે, યોગ્ય પુરૂષે ધર્મ અંગીકાર કરવો એમ આ પુસ્તકમાં દર્શાવેલું છે.

**ધર્મ ગ્રહણ કરવાની વિધિ.**

**ધર્મ વિધિ સહિત અંગીકાર કરવો જોઇએ.**

પ્રશ્ન—ધર્મ તો પોતાના ચિત્તની પરિશુદ્ધિથી થાય છે તો વિધિએ કરીને એ ધર્મ કરવાથી શું થવાનું છે?

ઉત્તર—પોતાની શક્તિ વિગેરેનો દૃઢ વિચાર કરી, ધર્મ ગ્રહણ કરવું તે, નિર્મલ ભાવનું કારણ છે. એટલે પ્રકર્ષતાથી પોતાનું ફલ સાધવામાં અવંધ્ય છે. એટલા માટે વિધપૂર્વક ધર્મ ગ્રહણ કરવાની જરૂર છે. જેમ ખારી ભુમિમાં વાવેલું બીજ નિષ્ફલ થાય છે તેમ વિધિ રહિત આપેલ ધર્મ પણ નિષ્ફળ થાય છે.

જેણે શ્રાવક ધર્મનો અભ્યાસ સારી રીતે કર્યો હોય તે યતિધર્મ ગ્રહણ કરવા યોગ્ય થાય છે. માટે ગૃહસ્થ ધર્મ પહેલા સમજાવવાની જરૂર છે.

સમકિત પ્રાપ્ત થયા પછી, પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત, એ બાર વ્રત ગ્રહણ કરવાની યોગ્યતા થાય છે. પણ સમકિત ન થયું હોય ત્યાં સુધી વ્રત ગ્રહણ કરવાની યોગ્યતા

કહેવાયજ નહિ. કેમકે તેમ માનવાથી નિષ્ફલપણાનો પ્રસંગ આવશે. માટે સમકિત વિના વ્રત ગ્રહણ કરવું તે ફોગટ છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-

**सस्यानीवोषरक्षेत्रे निक्षिप्तानि कदाचन ।**
**न व्रतानिप्ररोहन्ति जीवे मिथ्यात्ववासिते ॥**
**संयमा नियमाः सर्वे नाश्यन्तेऽनेनपावनाः ।**
**क्षयकालानलेनेव पादपाःफलशालिनः ॥**

ભાવાર્થ—જેમ ખારી ભુમિમાં વાવેલાં ધાન્ય, કોઇ પણ પ્રકારે ઉગતા નથી; તેમ મિથ્યાત્વ સહિત જીવને વિષે વ્રત નિયમો ઉદય નથી પામતાં, એટલે કર્મ ક્ષય કરવાનું નિમિત્ત નથી બનતાં?

જેમ ફલથી શોભાયમાન વૃક્ષો, કલ્પાંત—કાળના અગ્નિથી નાશ પામે છે; તેમ પવિત્ર સંયમ અને નિયમો, મિથ્યાત્વથી નાશ પામે છે.

જીન વચન શ્રદ્ધા પૂર્વક સાંભળવાથી અને તેના ઉપર સ્વભાવિક રૂચિથી, જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મિથ્યાત્વ મોહ વિગેરે કર્મના ઉપશમ અને ક્ષય રૂપ ગુણથી, સમક્તિ દર્શનની શ્રદ્ધારૂપ, વિપર્યાસનો નાશ કરનારૂં, ખોટા કદાગ્રહ રહિત, શુદ્ધ વસ્તુના પ્રજ્ઞાપનને અનુસરતું, આકરા કલેશ રહિત, ઉત્કૃષ્ટ બંધનો અભાવ કરનારૂં, અને આત્માના શુભ પરિણામરૂપ, સમ્યક્ દર્શન ઉદય પામે છે. કર્મ ક્ષય વીગેરેનું સ્વરૂપ શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યું છે.

**खीणोनिव्वायदुआसणोव्व ।**
**छारपिहियव्व उवसंता ॥**
**दरविज्झटायु विहाडिय—**
**जलणोवम्मा खओवसमा ॥**

ભાવાર્થ—ક્ષાયિક ભાવ, હોલાઇ ગયેલા અગ્નિ જેવો છે, અને ઉપશાંત ભાવ, રાખથી ઢાંકેલા અગ્નિ જેવો છે. અને ક્ષયોપસમ ભાવ થોડા હોલાયેલા અને થોડા વેરાતા અગ્નિ જેવો છે.

### સમકિતિનું લક્ષણ.

ક્રોધાદિક આકરા કષાય રૂપ, ઝેરના વિકારના ફલ જોવાનો વખત

નહી આવવો દેવો તે **પ્રુષ** કહેવાય, મોક્ષનો અભિલાષ રાખવો તે **સંવેગ** કેહવાય, સંસારથી ઉદ્વેગ પામવો તે **નિર્વેદ** કહેવાય, દ્રવ્યથી અને ભાવથી કોઇ દુ:ખિખત પ્રાણી ઉપર દયા કરવી તે **અનુકમ્પા** કહેવાય છે.

કોઇ દુ:ખિ પ્રાણીને માટે પોતાની શક્તિ અનુસારે તેને મદદ કરવી તે **દ્રવ્ય અનુકમ્પા** કહેવાય.

કોઇ માણુસ ધર્મભ્રષ્ટ થતો હોય તો તેના ઉપર દયા લાવી ફરી તેને ધર્મમાં જોડવો તે **ભાવ અનુકમ્પા** કહેવાય.

તથા જીન પરમાત્માએ કહેલું છે તેજ સત્ય છે એમ અંગીકાર કરવું તે **આસ્તિકય** કહેવાય.

એ સર્વની અભિવ્યકિત કરવી તે **સમક્તિ દર્શન** કહેવાય અર્થાત્ આ પાંચ લક્ષણુથી સમક્તિ દર્શન ઓળખાય છે. એટલે જેમાં એ પાંચ લક્ષણુ જોવામાં આવે તે **સમકિતિ** કહેવાય છે.

અનુવ્રત ગ્રહણુ કરવાની આવશ્યકતા અને હેતુઓ.

આ પ્રમાણે સમ્યગ્ દર્શનની શુદ્ધિ થયા પછી, યતિ ધર્મ અંગિકાર કરવા અસમર્થ એવા પોતાની સમીપમાં આવેલા પુરૂષને, પહેલાં યતિ ધર્મ સંભળાવવો, પછી શ્રાવકના બાર વ્રતના સ્વરૂપ સમજાવીને ગુણી ગુરૂ મહારાજ, તેને તે વ્રત ગ્રહણુ કરાવે.

અહીં પહેલાં, સંસારથી બીધેલા અને ધર્મ ગ્રહણુ કરવા ઉદ્યમવંત થયેલા **ભવ્ય** પુરૂષ પાસે, ગુરૂ મહારાજે, **ક્ષમા માર્દવ** ઇત્યાદિ યતિ ધર્મનું સવિસ્તર વર્ણુન કરી, તેને **ચારિત્ર** આપવા યોગ્ય કરવો, **કારણુ કે ચારિત્ર ધર્મ, સર્વ કર્મરૂપ રોગને રેચરૂપ દવા છે. એટલે ઘણું કરીને સઘળા રોગો જેમ રેચક દવાથી નાશ પામે છે, તેમ સર્વ કર્મરૂપ, રોગો ચારિત્રરૂપ, રેચક દવાથી નાશ પામે છે.** પણુ તે પ્રકારના ચારિત્ર ધર્મની યોગ્યતા ન હોય તો, એટલે તે જીવ વિષય સુખની વાંચ્છાથી, ચારિત્ર ધર્મ અંગીકાર કરવા, અસમર્થ હોય તો, તેને **અણુવ્રતો** સવિસ્તર સમજાવી, પહેલાં તે વ્રતો ગ્રહણુ કરાવવાં. પણુ જો મુનિધર્મ પાળવા સમર્થ જીવને, ચારિત્ર અંગીકાર નહિ કરાવતાં, શ્રાવકના વ્રત

અંગીકાર કરાવે, તો ચારિત્ર અંગિકાર કર્યાનો અંતરાય કર્યો એમ કહેવાય. એટલે મુનિધર્મ પાળવા સમર્થ પુરૂષને શ્રાવક ધર્મ આપવાથી ચારિત્રાવરણી કર્મ બંધાય છે. કેમકે તેણે તે પુરૂષને ચારિત્રનો અંતરાય કર્યો કહેવાય. અને તે કર્મથી પોતાને, બીજા ભવમાં, ચારિત્ર અતિ દુર્લભ થાય છે. અર્થાત્ જેને યોગ્ય જે વ્રત હોય તેને તે વ્રત આપવું. તેમાં ફેરફાર કરવાથી અંતરાય કર્મ બંધાય છે. ઉંચી પદવી યોગ્ય પુરૂષને નીચી પદવી આપવાથી અંતરાય કર્મ બંધાય છે અને નીચી પદવી યોગ્ય પુરૂષને ઉંચી પદવી આપવાથી ઉભયભ્રષ્ટ થાય છે. એને તેથી તે ધર્મ પોતાને દુર્લભ થાય છે.

મુનિ, શ્રાવક ધર્મનો ઉપદેશ કરે તો, તેને તે ધર્મની અનુમોદના કરવાનો દોષ લાગે છે. કારણ કે શ્રાવક ધર્મમાં સાવદ્ય વ્યાપારનો અંશ રહેલો છે. વળી તેમના સાવદ્ય, એટલે પાપ સહિત, વ્યાપારના પરિહારના નિયમને પણ મલિનતા પ્રાપ્ત થવા સંભવ છે. એજ કારણ માટે મુનિધર્મ પ્રથમ કહેવો અને તે પ્રાણી જો મુનિધર્મ ગ્રહણ કરવા અસમર્થ હોય તો, તેને શ્રાવક ધર્મનું રૂપ સમજાવવું અને પછી શ્રાવકના વ્રત ગ્રહણ કરાવવાં અને તેવી રીતે કરવામાં બીલકુલ દોષ ન લાગે અને જો ગ્રહસ્થ ધર્મ કહેવામાં દોષ માની ચારિત્ર અંગિકાર કરવા અશક્ત પુરૂષ પાસે જો શ્રાવક ધર્મ ન કહે તો તે બંનેના નાશથી ભગવતના શાસનની આજ્ઞા ભંગ થાય. માટે ધર્મના અર્થી પ્રાણીઓને પહેલા ચારિત્ર ધર્મ અને પછી ગ્રહસ્થ ધર્મ સમજાવવો અને સમ્યક્ પ્રકારે સમજાવ્યા પછી તેની શકિત પ્રમાણે, જે વ્રત પાળવા તે સમર્થ હોય તે વ્રત તેને અંગીકાર કરાવવું. અને શ્રોતાએ પણ પોતાની શકિત પ્રમાણે વ્રત અંગીકાર કરવું. પણ પાખંડી ન થવું એવી ભગવતની આજ્ઞા છે, માટે ગુરૂએ પણ તેવા પુરૂષોને ગ્રહસ્થ ધર્મ સમજાવવો જોઇએ. કહ્યું છે કે:—

श्रममविचिन्त्यात्मगतं तस्माच्छ्रेयः सदोपदेष्टव्यम् ।
आत्मानंचपरंचहि हितोपदेष्टानुगृह्णाति ॥

ભાવાર્થ—પોતાને શ્રમ પડશે એવો વિચાર નહિ કરીને અને તેમાં કલ્યાણ થશે એમ ધારીને હમેશા ઉપદેશ કરવો. કારણ કે હિતકારી ઉપદેશ કરનાર પોતાને અને પરને ઉપકાર કરનારો થાય છે.

શંકા:—સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવા અસમર્થ પુરૂષોને, દેશથી

સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરાવવામાં, બાકી રહેલા સાવદ્ય વ્યાપારથી, ગુરૂને અનુમોદના રૂપ દોષનો પ્રસંગ કેમ ન આવે?

સમાધાન—ભગવત વચનના પ્રમાણુથી, અણુવ્રતગ્રહણુ કરવા તૈયાર થયેલા પ્રાણીને અણુવ્રત આપવામાં દોષ નથી કેમકે ઉવાસગદશાઓ વિગેરે સુત્રમાં, ભંગવતે પોતે પણુ આણુંદ વિગેરે શ્રાવકને અણુંવ્રત ગ્રહણુ કરાવ્યાં એમ સાંભળીએ છીએ.

શંકા—જો એમ હોય તો ભંગવતને પણુ અનુમોદના દોષ લાગે એમાં શી નવાઇ છે?

સમાધાન–એમ ન કહેવું કારણુ કે ભગવંતના આચરણુ સર્વ અંગે સુંદર એટલે તેમાં એકાંત દોષ રહિતપણું છે.

એ પ્રમાણે ભગવત વચનના પ્રમાણુથી, અણુ વ્રત ગ્રહણુ કરવા તત્પર થયેલા પુરૂષને, જો કે તે દેશથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરે છે તોપણુ, શાક્ષી ભૂત એવા, વ્રત આપનાર ગુરૂને અનુમોદના દોષ લાગતો નથી. કારણુ કે જે અવસરે શ્રાવક વ્રત ગ્રહણુ કરે છે, તે વખતે ગીતાર્થ મુનિ મહારાજની સાક્ષી માત્ર કરે છે, અને મુનિ મહારાજ પણુ તેને વ્રતનો ઉચ્ચાર કરાવે છે. અને જે, વ્રતનો અભાવ છે, તે, તેમાં અનાદિ છે તેમાં ગુરૂની સાક્ષી નથી. માટે ગુરૂને અનુમોદના દોષનો પ્રસંગ શી રીતે આવે? જ્યારે ગૃહસ્થની આશ્રવકરણી દેખી પોતે ખુશી થાય અને તેને મનમાં સારી માને ત્યારે અનુમોદના કહેવાય; પણુ મુનિઓ તો ધર્મોપદેશ વિના શ્રાવકોનો પ્રસંગ પણુ કરતા નથી તો તેને સાવદ્ય કરણીની અનુમોદના કરવા પ્રસંગ પણુ કયાંથી આવે. આ વાતને દૃષ્ટાંતથી પુષ્ટ કરે છેઃ—

સઘળી અપ્સરાઓના વિલાસની હાંસી કરવામાં તત્પર સ્ત્રીઓના કટાક્ષ સમુહના ફેંકવાથી જેની બધી દિશીઓ મનોહર થઇ રહી છે એવો **મગધ** નામે દેશ હતો તેમાં, હિમાલય પર્વતના શિખર જેવા ધોળા મહેલોની પંકિત વિષે રહેલા નિર્મળ શિખરોની ટોચથી, સરદ ઋતુ નહિ હોવા છતાં પણુ, શરદ ઋતુના ધોળા મેઘની શોભને ધારણુ કરતું, સુંદર, **વસંતપુર** નામે નગર હતું.

સેવા બજાવવાને વખતે સંભ્રમથી નમેલા સઘળા રાજાઓના વિમળ

મુકુટના અગ્ર ભાગમાં રહેલ માણેકના કિરણોથી રંગાયેલ છે ચરણ કમળ જેના એવો, અને પોતાના પ્રચંડ હસ્તદંડથી વાપરેલ તરવાર વડે કપાયેલ, શત્રુના મદોન્મત્ત હાથીઓના કુંભસ્થલમાંથી નીકળેલા મોતીના સમુહથી જેણે સઘળી સંગ્રામભૂમિ શોભાવી મુકી છે એવો, **જીતશત્રુ નામે** તે ગામનું રક્ષણ કરનાર, રાજા હતો.

મનુષ્યમાત્રના નેત્ર તથા મનને હરણ કરનારી, પૂર્વ ભવોની પરંપરાઓમાં ઉપાર્જન કરેલ પુન્યફળને અનુસરતી, અને અપ્સરાઓના વિલાસના મદને જીતનારી **ધારણી**નામે તે રાજાને રાણી હતી.

નમાવ્યા છે સઘળા રાજાઓને જેણે એવો, દૂરથીજ દૂર કર્યા છે દૂષણ જેણે એવો અને મનોહર પંચ પ્રકારના ભોગ ભોગવતો એવો તે રાજા આ સ્ત્રીની સાથે કેટલોક વખત કાઢતો હતો.

તે નગરમાં, ઘણા સેવકોનો સ્વામી, ઘણા જાનવરોનું પોષણ કરનાર, અને ધાન્ય રાશિથી ભરપુર કોઠારો છે જેના એવો, હિરણ્ય પ્રમુખ ધાતુઓ અને મણી પ્રમુખ જવાહીરના સમુહરૂપ, પરિપૂર્ણ સ્મૃદ્ધિ વડે, હસિ કાઢયો છે કુબેર ભંડારીના અતિ ગર્વને જેણે એવો, દીન, અનાથ, આંધળા, પાંગળા, વીગેરે અત્યંત પ્રાણીઓના શોક જેણે નિઃશેષ કર્યા છે એવો, સર્વ વણિકમાં શિરોમણી અને ગુણ ગ્રામથી દેદીપ્યામાન આકૃતિવાળો, **સમુદ્રદત્ત** નામનો શેઠ રહેતો હતો.

સર્વ લાવણ્યતાના ગુણના આધારરૂપ, સર્વ કલ્યાણકારી વસ્તુઓના ઉદાહરણ ભુત, પૂણ્યરૂપ રત્નોના મોટા ભંડારરૂપ, પોતાની કુલ સંતતિના ભૂષણરૂપ, અને સુકુમારપણારૂપ, વનલતાના વૃક્ષરૂપ **સુમંગલા** નામની પરણેલી પતિવ્રતા સ્ત્રી તે શેઠને હતી. તે સ્ત્રી ઉપર શેઠને અત્યંત ગાઢ પ્રેમ હતો. અને તેણીની સાથે, જીવ લોકમાં ઉત્પન્ન થયેલા ઘણા વિષય સંબંધિ સુખરૂપ સમુદ્રના મધ્ય ભાગમાં ખુડેલો એવો તે શેઠ ઘણો કાલ નિર્ગમન કરતો હતો.

તે દંપતીના નિર્મલ આચાર પાલનથી, સમય પ્રાપ્ત થયો ત્યારે, **પ્રિયંકર, ક્ષેમંકર, ધનદેવ, સોમદેવ, પૂર્ણભદ્ર** અને **માણિભદ્ર** એમ અનુક્રમે છપૂત્ર થયા.

સ્વભાવથીજ ગુરૂજનનો વિનય સાચવવામાં તત્પર, પરમ કલ્યાણ આપવામાં ઉદાર અને અત્યંત શુદ્ધ ધર્મ, અર્થ, અને કામમાં બાંધેલા છે અત્યંત પ્રેમ જણે એવા, પ્રેમ સમુહથી ખેંચાઇને આવેલી કીર્તિરૂપ સ્ત્રીએ આપ્યું છે ગાઢ આલિંગન જેને એવા, સકલ સજ્જન પુરૂષના મનને સંતોષ પમાડનાર અને મોટા ઉદય લાવનાર દયા દાન ડહાપણુ વીગેરે મોટા ગુણોથી શોભાયમાન છે શરીર જેનું એવા, અને શરીરની સુંદરતાના ઉત્કર્ષથી તિરસ્કાર કર્યો છે કામદેવની લાવણ્યતાની મગરૂબીનો જેણે એવા, તે છ પુત્રો, પિતાને કુટુંબ સંબંધિ ચિંતા ભારથી, અત્યંત મુકત કરતાં હતા. એટલે વ્યવહારમાં તેના પિતા કરતા પણ વધારે હુશિયાર હતા જેથી પિતાને કોઇ પણ વાતની ફિકર રહેતી નહિ એક દિવસે અંતઃપુરમાં (જનાનખાનામાં) ધારણી નામની તે પટરાણીએ, જ્યારે રાજા સુંદર વાજીંત્ર વગાડવા લાગ્યો ત્યારે, અનેક રીતે ઇંદ્રિઓની ચેષ્ટાથી શોભાયમાન, અને રાજાના, મનને અત્યંત આનંદ આપે એવું, નૃત્ય કર્યું. તે નૃત્ય જોઇ અત્યંત સંતોષથી તરલિત મનવાળા રાજાએ તે સ્ત્રીને "વરમાગ" એમ કહ્યું. ત્યારે સ્ત્રી બોલી 'હવણા તે વરદાન તમારી પાસે રહેવા દો કોઇ વખતે માગીશ.'

એમ કરતાં કેટલેક દીવસે કામી પુરૂષોના વિલાસને ઉલ્લાસ પમાડવામાં સહાય કરનારો શરદ્ પુનેમનો દીવસ આવ્યો, ત્યારે રાણીએ રાજા પાસે, પહેલું આપેલું વર માગ્યું. ત્યારે રાજા કહે કે માગ તે પ્રમાણે આપું । ત્યારે સ્ત્રીએ કહ્યું કે કર્પૂર સરખા ચંદ્રના કિરણના સમૂહથી પુરાયેલી છે સઘળી દિશાઓ જેને વિશે એવી આજની રાત્રિમાં, મોટા પરિવાર, તથા અંતઃપુરની સઘળી સ્ત્રીઓ સાથે, મોટા રસ્તા, ચૌટા, બજાર, ચકલા વીગેરે સારા પ્રદેશોની સુંદરતા જોવાની મારી મરજી છે; માટે મારા ચાલવામાં કોઇ પણ રીતે સ્ખલના ન થાય, તેમ કરો એટલે કોઇ પુરૂષ મને દેખે નહિ અને આખુ શહેર જોઉં."

ત્યાર પછી તરતજ રાજાએ આખા શહેરમાં ઢંઢેરો પિટાવ્યો કે કે "આજની રાત્રે સર્વ પુરૂષોએ શહેરની બહાર નીકળી જવું" એવો હુકમ સાંભળી સર્વ લોકો પોત પોતાની અનુકુળતાએ શહેરની બહાર નીકળી ગયા, અને રાજા પણ સાંજના પોતાના પ્રધાન વિગેરે મુખ્ય પુરૂષો સાથે શહેરથી બાહેર નીકળી ઇશાન કોણમાં આવેલા મનહર બાગમાં જઇ રહ્યો.

પેલા છ ભાઇઓ લેખામાં બહુ ગુંથાયેલા હોવાથી, હવણા જઇશું,

હવાણુ જઇશું એમ અત્યંત ચિંતાવાળા હતા, તોપણ સાંજ સુધી નીકળી શકયા નહિ અને દુકાનમાં રહી ગયા. સૂર્ય અસ્ત પામ્યો. તેવાજ તે છોકરાઓ, શહેર બહાર જવાની વાત સ્મરણમાં આવવાથી, એકદમ ઉતાવળથી જેવા, દરવાજા પાસે આવે છે તેવાજ તેમના જીવતરની આશા સાથે દરવાજાના કમાડ બંધ થયા, એટલે દરવાજાના કમાડ બંધ થયાં અને તેમની જીવવાની આશા પણ બંધ થઇ. ત્યાર પછી ભય પામતાં પામતાં, કોઇ ન દખે તેવી રીતે એક સુંદર ભોયડામાં સંતાઇ રહ્યા. અને ધારણી રાણી પણ મોટા પરિવાર સહિત, સંપૂર્ણ સણગાર ધારણ કરી, રાત્રીએ, પોતાના અભિપ્રાય પ્રમાણે, પુરૂષ રહિત શહેરમાં ફરતી હતી. એમ અનુક્રમે રાત્રી વ્યતીત થઇ અને કમળના સુમુહને ખીલવવામાં કુશળ, અને ખાખરાના પુષ્પના સરખી રાતી કાંતિએ રંગી આપ્યું છે સઘળું દિગ્ મંડળ જેણે એવો, અને જગત્‌ના એક નેત્ર સમાન એવો સૂર્ય ઉદયાચળ પર્વતની ટોચ ઉપર આરોહણ કરવા લાગ્યો. તે સમયે રાજાએ કોટવાલોને હુકમ કર્યો કે "જાઓ આખું શહેર તપાસી જુઓ કે મારી આજ્ઞાનો ભંગ કરી કોઇ પુરૂષ અંદર રહ્યો તો નથી કે ?

બરાબર તપાસ કરતાં કરતાં, જાણે જમના દૂત હોય નહિ, તેવા તે કોટવાલોએ તે છ ભાઇઓને શોધી કહાડયા અને રાજાના આગળ ખડા કર્યા. તે જાણીને, ક્રોધાયમાન કાલના સરખી ભૃકુટિ ચડાવવાથી, ભયાનક થયું છે લલાટ જેનું એવો, તે રાજા તે શેઠના છોકરાઓનો વધ કરવાનો હુકમ આપતો હતો; તે સમયે તે વાત ફેલાતી ફેલાતી સમુદ્રદત્ત શેઠના કાનનો પરોણો બની મુદ્દગરના પ્રહાર સરખી આ વાત સાંભળીને, શેઠ એકદમ ગાડાં બની ગયા, ભ્રમિત થયાં અને, મોટા હસ્તી સરખા મગરના સમુહના હાથ અફલાવવાથી ઉછલતા મોટા મોંજાઓના સમુહથી, આકુલ વ્યાકુલ થયેલા સમુદ્રના મધ્ય ભાગમાં, અફલાઇને ભાગી પડતાં વહાણમાં બડેલાં માણસોની પઠે "હવે મારે શું કરવું, હાય શું કરવું, રેરે કાંઇ ઉપાય સુજતો નથી અરે ભગવાન" એ પ્રમાણે મૂઢ બની ગયો. અને ક્ષણવાર ઘણીજ ભયંકર અવસ્થા ભોગવવા લાગ્યો. ત્યાર પછી તે શેઠીઓ, બીકણ માણસની ચેષ્ટા દુર કરીને, સ્ત્રી લોકોને ઘટીત શોકના આવેશનો ત્યાગ કરીને, ધીર પુરૂષોને યોગ્ય ધૈર્યનો આધાર લઇને, દીન ભાવને નહી ગણકારીને નગરના પ્રધાન અને બીજા મુખ્ય લોકોની મદદ લઇને અને હાથમાં ઉત્તમ રત્નોથી ભરપૂર

વાસણુ લઇને, તે વિનતિ કરવા રાજા, પાસે આવ્યો. આવી વિનંતિ કરી કે "હે દેવ આ મારા પુત્રો કોઇ પણુ ચિત્તના દોષથી શહેરની અંદર રહ્યા નથી. પણુ કોઇ તે પ્રકારના લેખાની વ્યગ્રતાથી નીકળી શકયા નહિ અને સૂર્ય અસ્ત થવાને સમયે નગરમાંથી બહાર નીકલવા ચાલ્યા, પણુ પુરના દરવાજા બંધ થયેલા જોઇ પરવશ બની તેઓ બહાર નીકળી શકયા નથી. માટે મારો એક અપરાધ માફ કરો. અને મારા વહાલા પુત્રોને જીવિતદાન આપી મારા ઉપર મહેરબાની બક્ષો." એ પ્રમાણે વારંવાર કહ્યું તોપણુ પોતાને અવંધ્ય કોપવાળો, માનતો એવો, તે રાજા તે શેઠીઆના છોકરાઓને, છોડવાનો, લેશ પણુ વિચાર કરતો ન હતો.

ત્યારે રાજાનો કોપ સાર્થક કરવાને શેઠે એક દીકરો મારવાની રજા આપી બાકીના પાંચને જીવતા રાખવાનું કહ્યું તોપણુ રાજાએ ન માન્યું. એમ અનુક્રમે શેઠે પાંચ પુત્રની ઉપેક્ષા કરી તોપણુ રાજાનો ક્રોધ જેવોને તેવો રહ્યો. ત્યારે પાસે બેઠેલા પ્રધાન અને પુરોહિત વીગેરે એ તેની અત્યંત પ્રાર્થના કરી કે કોઇ પણુ વંશનો નિર્મૂલ ઉચ્છેદ કરવામાં ઘણું પાપ થાય છે. તે પ્રાર્થનાથી થોડો ક્રોધ શાન્ત થવાથી, એક છોકરાને છોડી બાકીના પાંચ છોકરાઓને રાજાએ મારી નાંખ્યાં. ફકત એક મોટા છોકરાને જીવતો રાખ્યો."

અહીં આ દૃષ્ટાંતનો ઉપનય આ પ્રમાણે કરવાની જરૂર છે.

જેમ વસંતપુર નામે નગર હતું તેમ આ સંસાર છે. રાજાને ઠેકાણે શ્રાવક જાણવો. શેઠને ઠેકાણે ગુરૂ જાણવા. છ પુત્રને ઠેકાણે છ જીવનિકાય જાણવી. અહીં પિતા જેમ પાંચ પુત્રની ઉપેક્ષા કરી એક પુત્રને બચાવે છે તોપણ તે પાંચ પુત્રના વધમાં તેને અનુમોદના દોષ લાગતો નથી, કારણુ કે તેનો અભિપ્રાય તો છએ પુત્રને છોડાવવાનો છે. તેમજ ગુરૂને પણુ શ્રાવકને વ્રત આપવાથી, નિયમથી બહાર રહેલા છકાય જીવોના વધની અનુમોદનાનો દોષ આવતો નથી, કારણુ કે તેનો અભિપ્રાય તો હિંસામાત્ર મુકાવવાનો છે. માટે જયાંસુધી શ્રાવક સમગ્ર જીવોને મુકવાનો ઉત્સાહ ન કરે ત્યાંસુધી મોટા પુત્ર સમાન ત્રસ કાયને, નાના પુત્રની પઠે બીજા જીવોની ઉપેક્ષા કરીને, મુકાવનાર ગુરૂને, બીજા જીવોની હિંસાનો અનુમોદના દોષ લાગતો નથી.

તે અણુવ્રતો ગ્રહણ કરવામાં, યોગશુદ્ધિ, વંદનશુદ્ધિ, નિમિત્તશુદ્ધિ, દિક્શુદ્ધિ, આગારશુદ્ધિ, એ સર્વ શુદ્ધિ, વિધિપૂર્વક જાણવી. કાય, વાણી

અતે મનના વ્યાપારની શુદ્ધિ કરવી તે **યોગશુદ્ધિ.** ઉપયોગ સહિત ગમનાદિ ક્રિયા કરવી તે **કાયશુદ્ધિ.** નિરવદ્ય ભાષણ કરવું તે **વાણીશુદ્ધિ.** શુભ ચિંતવન કરવું તે **મનશુદ્ધિ.** અસ્ખલિતપણે પ્રણિપાતાદિક વિગેરેનું ઉચ્ચારણ કરવું અને ભ્રાંતિ રહિત થઇ કાયોત્સર્ગ કરવો તે **વંદનશુદ્ધિ,** શંખ, નોબત વીગેરે શુભ વાજિત્રનો નાદ સાંભળવો, પૂર્ણ કુંભ, ઝારી, છત્ર ધ્વજ વિગેરે જોવાં અને શુભ ગંધ સુંઘવો વિગેરે **નિમિત્તશુદ્ધિ** કહેવાય છે. ઉત્તરદિશા, પૂર્વ દિશાને જે દિશાઓમાં જિનેશ્વર મહારાજના ચૈત્ય રહેલાં હોય તે દિશાનો આશ્રય કરવો તે **દિક્‌શુદ્ધિ** રાજા વિગેરેના અભિયોગથી પ્રત્યાખ્યાનમાં જે અપવાદ રાખવા તે **આગારશુદ્ધિ** ઉપર બતાવેલી શુદ્ધિઓ વિધિમાં અવશ્ય આવવી જોઇએ.

વળી દેવ, ગુરૂ, સાધર્મિક, સ્વજન, ગરીબ, અનાથ વિગેરેનો યોગ્ય ઉપચાર કરવો. એ પણ એક વિધિ લેખવામાં આવે છે. અત્યાર સુધી અણુવ્રત વિગેરે ગ્રહણ કરવાની આવશ્યકતા અને હેતુઓ બતાવ્યા હવે તે અનુવ્રત વિગેરેનો ક્રમ બતાવે છે.

૧ **સ્થૂલ પ્રાણાતિપાતવિરતિ**—મોટા જીવોની હિંસા ન કરવી. એટલે બે ઇંદ્રિયથી માંડીને ત્રસકાયના જીવ સુધીના કોઇ પણ જીવની હિંસા ન કરવી.

૨ **સ્થૂલ મૃષાવાદ વિરતિ**—મોટું જુઠું ન બોલવું.

૩ **સ્થૂલ અદત્તાદાન વિરતિ**—મોટી ચોરી ન કરવી.

૪ **સ્થૂલ મૈથુન વિરતિ**—પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો.

૫ **સ્થૂલ પરિગ્રહ વિરતિ**—પરિગ્રહનો નિયમ રાખવો.

આ પાંચ અણુંવ્રત કહેવાય છે. તેને અણુંવ્રત કહેવાતું કારણ એવું છે કે તે સાધુના **મહા વ્રત** કરતાં ઓછાં છે. આ પાંચ અણુ વ્રતો દરેક શ્રાવકે ગ્રહણ કરવા યોગ્ય છે. અને ગ્રહણ કર્યા પછી તેમાં બીલકુલ પ્રમાદન થવો જોઇએ.

પાંચ અણુ વ્રત કહ્યા પછી હવે ત્રણ ગુણ વ્રત કહે છે.

**૧ દિગ્‌ પરિમાણ વ્રત, ૨, ભોગોપભોગનું પ્રમાણ, ૩, અનર્થ દંડથી વિરામ.**

૧ સૂર્યના ઉદય અને અસ્તથી ઓળખાતી આઠ દિશાઓમાં જવા આવવાનો નિયમ કરવો તેનું નામ **દિગ્ પરિમાણ.**

૨ જે વસ્તુનું એક વખત, સેવન કરાયા પછી, ફરીને, તેજ, વસ્તુ ઉપયોગમાં ન લેવાય, તે **ભોગ** કહેવાય. ભોજન વીગેરે તેના ઉદાહરણ જાણવા. જે વસ્તુનો વારંવાર ભોગ કરી શકાય તે **ઉપભોગ** કહેવાય. સ્ત્રી, વસ્ત્ર વીગેરે એના ઉદાહરણ જાણવાં તેનું પરિમાણ કરવું તે **ભોગોપભોગ વ્રત** કહેવાય.

૩ ધર્મ, સ્વજન, ઇંદ્રિયગત શુભ ઉપકાર માટે સાવદ્ય અનુષ્ઠાન કરવું તે **અર્થ દંડ** કહેવાય. એને તેમ ન કરવાથી **અનર્થ દંડ** કહેવાય. તે અનર્થ ચાર પ્રકારે થાય છે.

**૧ અપધ્યાન. ૨ પ્રમાદાચરણ. ૩ હિંસ્રપ્રદાન ૪ પાપ કર્મોપદેશ.**

એ પ્રકારના અનર્થ દંડમાં વિરતિ કરવી તે **અનર્થ દંડ વિરતિ** કહેવાય.

ઉપકારને માટે જે વ્રત હોય તે **ગુણ વ્રત** કહેવાય. આ વ્રતોને ગુણ વ્રત કહે છે કેમ કે તેમના વિના અણુ વ્રતની બરાબર શુદ્ધિ થતી નથી.

આ પ્રમાણે ગુણ વ્રત બતાવ્યા પછી ચાર શિક્ષા વ્રત બતાવે છે.

**૧ સામાયિક, ૨ દેશાવકાશિક, ૩ પોષધોપવાસ ૪ અતિથિ સંવિભાગ.**

મોક્ષ મેળવામાં સરખા સામર્થ્યવાળા જ્ઞાન દર્શન અને ચારિત્રનો જેનાથી લાભ થાય તે **સામાયિક** કહેવાય. અથવા મધ્યસ્થભાવનો લાભ પણ **સામાયિક** કહેવાય. અથવા સર્વ જીવ સાથે મૈત્રી ભાવ કરવારૂપ લાભ જેનાથી થાય તે પણ **સામાયિક** કહેવાય. અથવા સાવદ્ય યોગ્યનો પરિહાર કરવો અને નિરવદ્યયોગનો આરંભ કરવો તે પણ **સામાયિક** કહેવાય.

પૂર્વે અંગીકાર કરેલા દિગ્ વ્રતમાં અમુક હદ સુધી અવકાસ લેવો તે

**દેશાવકાશિક વ્રત** કહેવાય. એટલે આજે અમુક હદમાં આવવા જવાની ક્રિયા કરવી તેથી વધારે જગ્યામાં આવવું જવું નહિ. એવો નિયમ કરવો.

**પોષ** એટલે પુષ્ટિ. પુષ્ટિ કરે તે **પોષધ** કહેવાય. એટલે આઠમ ચૌદશ વિગેરે પર્વ દિવસો કે જે દિવસે ઉપવાસ કરવામાં આવે છે. તે દિવસો પુષ્ટિના કહેવાય છે, નિવૃત્તિ પામ્યા છે દોષ જેના એવો પુરૂષ, આહાર વીગેરેનો ત્યાગ કરવા રૂપ, ગુણ સાથે રહે તેનું નામ **ઉપવાસ** કહેવાય.

કહ્યું છે કે—

**उपावृत्तस्य दोषेभ्यः सम्यग्वासो गुणैः सदा ।**
**उपवासः स विज्ञेयो न शरीरविशोषणम् ॥**

અર્થ—દોષથી નિવૃત્તિ પામેલાનું ગુણની સાથે સારી રીતે વસવું, તેનું નામ **ઉપવાસ** કહેવાય પણ પૂર્વોક્ત ગુણ વિના કેવળ શરીર શુકવવું તે **ઉપવાસ ન કહેવાય.**

માટે પર્વ તિથિને દહાડે ઉપવાસ કરવો તે **પૌષધોપવાસ** કહેવાય છે.

વીતરાગ પ્રણીત ધર્મને અનુસરી ચાલનારા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા ને ન્યાયથી આવેલાં અને કલ્પવા યોગ્ય અન્નપાન વિગેરે પદાર્થો આપવા તે **અતિથિસંભવિભાગ વ્રત** કહેવાય. તેમજ ઉમાસ્વાતિકૃત શ્રાવક પ્રજ્ઞપ્તિ સૂત્રમાં કહ્યું છે કે—

**સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા પોતાને ઘેર આવે ત્યારે ઉઠી સામુ જવું, આસન આપવું તેના પગ ધોવા અને નમસ્કાર કરવો.**

ત્યાર પછી પોતાની વૈભવ શક્તિ પ્રમાણે અન્ન, પાન, વસ્ત્ર, ઔષધ વીગેરે આપવાથી **અતિથિ સંવિભાગ વ્રત** થાય છે.

આ ચાર શિક્ષાવ્રત કહેવાય છે કારણ કે તેઓ સારા ધર્મના અભ્યાસના સ્થાન છે. અને આ વ્રતો, ગ્રહણ કરનારની યોગ્યતા પ્રમાણે સાકલ્યતાથી તેમજ વૈકલ્યતાથી અપાય છે. એટલે જેને જેટલા વ્રત અંગીકાર કરવાની શક્તિ હોય તે તેટલા વ્રત અંગીકાર કરે. પરંતુ તે બારે વ્રત અંગીકાર કરવા

એ દરેક શ્રાવકની મુખ્ય ફરજ છે. પણ તેવી શક્તિના અભાવે ગમે તેટલા ગ્રહણ કરે તો તેમાં કાંઇ હરકત નથી.

અતિચાર, વિરાધના અથવા દેશભંગ ન થાય તેવી રીતે, ગ્રહણ કરેલા વ્રતોનું પોષણ કરવું, એ ઘણીજ અગત્યની વાત છે. કારણ કે જેમ વાવેલું ધાન્ય, જબરા પવનના ઉપઘાતથી પોતાના ફલની પુરેપુરી સિદ્ધિ આપવા સમર્થ નથી થતું, તેમ ગ્રહણ કરેલા વ્રતો પણ અતિચારથી હણાઇ જઇને યોગ્ય ફલ આપવા અશક્ત બને છે. માટે ગ્રહણ કરેલા વ્રતમાં અતિચાર લાગવા દેવો નહિ.

હવે તે અતિચારોનું વર્ણન સવિસ્તર કરે છે. શરૂઆતમાં સમ્યક્ દૃષ્ટિના પાંચ અતિચાર બતાવે છે તે નીચે પ્રમાણે—

**૧ શંકા. ૨ કાંક્ષા. ૩ વિચિકિત્સા. ૪ અન્યદર્શનીની પ્રશંસા. ૫ અન્યદર્શનીનો પરિચય.**

પહેલા ત્રણ વિષે બીજા પ્રકરણમાં વિવેચન થઇ ગયું છે તેથી ફરીને અહીં લખવામાં આવતું નથી.

બૌદ્ધ, કપિલ, કણાંદ, અક્ષપાદ વિગેરે પુરૂષોએ કહેલા દર્શનોમાં વર્તનારા પાખંડિ પુરૂષો **અન્યદૃષ્ટિ** કહેવાય. તે લોકોની પ્રશંસા કરવી એ એક અતિચાર કહેવાય છે. તેમજ તેમનો પરિચય કરવો તે પણ **અતિચાર** કહેવાય છે.

**૧ દોરડાં વીગેરેથી બાંધવું; ચાબુક વિગેરેથી મારવું, ચામડી અને શરીરને છરા વિગેરેથી છેદવું, જાનવર ઉપર અત્યંત ભાર ભરવો, અને ભોજન, પાણીનો અટકાવ કરવો. એ પાંચ અતિચાર સ્થૂલ પ્રાણાતિ પાત, વિરમણ વ્રતમાં લાગે છે.** આ બાબત આવશ્યક ચુર્ણિમાં નિચે પ્રમાણે દર્શાવેલ છે:–

ચાર પગ તથા બે પગવાળા પ્રાણીઓનો બંધ બે પ્રકારનો છે. **૧ સાર્થક ૨ નિરર્થક.** સાર્થક બંધ કરવો યુકત છે. પણ નિરર્થક બંધ કરવો તદન અયુકત છે. વળી સાર્થક બંધ પણ બે પ્રકારનો છે. **૧ સાપેક્ષક ૨ નિરપે-**

ક્ષક. અગ્નિ વિગેરેના ભય વખતે છોડી શકાય અથવા એકદમ છોડી શકાય; એવી રીતે દોરડાથી બાંધવું તે **સાપેક્ષક બંધ** કહેવાય. અને જે ઘણુંજ નિશ્ચલ અને છુટી ન શકે તેવી રીતે બાંધવું તે **નિરપેક્ષક બંધ** કહેવાય. આ પ્રકારનો બંધ ચાર પગવાળા પ્રાણીઓને માટે સમજવાનો છે. દાસ, દાસી, અને પાઠાદિ કરવામાં પ્રમાદી એવા પુત્ર, વિક્રમથી બાંધવા યોગ્ય અને રક્ષા કરવા યોગ્ય છે. પણ તેમને એવી રીતે બાંધવા જોઇએ કે અગ્નિ વિગેરેના ઉપદ્રવ વખતે તેઓનો નાશ ન થાય બનતા સુધી શ્રાવકે બે પગવાળા તેમજ ચાર પગવાળા એવા પ્રાણીઓનો સંગ્રહ કરવો કે જેઓનું રક્ષણ બાંધ્યા વિના પણ થઇ શકે. વધ પણ તેજ પ્રકારે સમજવો તેમાં થોડો વિશેષ છે. તે એકે નિર્દયપણે મારવું તે **નિરપેક્ષ વધ** કહેવાય. તેનો સર્વદા ત્યાગજ કરવો. પહેલાંથીજ પોતાનો દાબ બીજા ઉપર બેસાડવો અને તેમ કરતાં ન માને તો **મર્મ સ્થલ શિવાય** બીજી જગ્યાએ લાત વીગેરેનો ઘણોજ થોડો પ્રહાર કરવો એ **સાપેક્ષક વધ** કહેવાય છે.

છવિછેદ પણ તેમજ સમજવાનો છે. તેમાં વિશેષ એટલોજ છે કે હાથ પગ, કાન, નાસિકા વિગેરે નિર્દયપણે છેદવા, તે **નિરપેક્ષ છવિછેદ** કહેવાય અને ગુમડા, વ્રણ વિગેરે છેદવા તે **સાપેક્ષ છવિછેદ** કહેવાય. તેમાં નિરપેક્ષ સર્વદા ત્યાજ્ય છે.

શ્રાવકે જો બને તો, બે પગ કે ચાર પગવાળા વાહનની મદદથી, આજીવિકા ચલાવવાનું છોડી દેવું જોઇએ. અને જો ન બને તો બે પગવાળા એટલે મજુર વિગેરે પાસે, તે પોતાની જાતે જેટલો ભાર ઉપાડી લે અને ઉતારી શકે, તેટલો ભાર ઉપડાવવો. અને ચાર પગવાળાઓ પાસે તો તે નિયમ કરતાં પણ ઓછો ઉપાડાવાય તેમ કરવું. હળ તથા ગાડામાં જોડેલા પ્રાણીઓને યોગ્ય વખતે છોડવા.

વળી કોઇ પણ પ્રાણીનો ખાવા પીવાનો છેદ ન કરવો. કારણ કે કોઇ અત્યંત ભુખ્યો હોય અને તેને ખાવા પીવામાં છેદન થાય તો તે મરણ પામે. તે **અન્નપાનનો** નિરોધપણ બે પ્રકારનો છે. **સાર્થક** અને **નિરર્થક** અથવા **સાપેક્ષ** અને **નિરપેક્ષ.** રોગાદિની ચિકિત્સા માટે જે નિરોધ કરવો તે **સાપેક્ષ** કહેવાય. અને તેથી વિપરીત એટલે અપરાધ કરવા માટે અન્ન પાન નહિ આપવા અને તે જીવ ભુખથી પીડાય તેમાં આનંદ માનવો તે **નિરપેક્ષ** કહેવાય. એવી બાબતમાં ફક્ત અન્ન પાન નહિ આપવાની શબ્દ માત્રની બીક

દેવા પણ બંધ ન કરવાં અને પાપની શાંતિ માટે ઉપવાસ કરાવવો. અહીં વધારે વિવેચન કરવાથી પુસ્તકનું લંબાણુ થઇ જાય એમ છે માટે ટુંકામાં એટલુંજ કહેવાનું કે જેમ બંને તેમ સ્થુલપ્રાણુતિપાત વિરમણુ વ્રતને અતિચારં લાગવા દેવો નહિ અને સર્વ જગ્યાએ યતનાથી વર્તવું.

વાદી—વ્રત અંગીકાર કરનાર પુરૂષે ફકત પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કર્યું છે. તો તેને બંધ વીગેરે કરવાથી દોષ નહીં લાગે, કારણ કે તેથી વિરતિનો ભંગ થતો નથી. અને બંધાદિનું પચ્ચખાણ કરવાથી વ્રતનો ભંગ થાય કારણુ કે વિરતિનું ખંડન થાય છે, અને તેમ કરવાથી વ્રતના પ્રમાણુનો પણ નાશ થાય છે. અને દરેક વ્રતમાં પાંચ પાંચ અતિચાર વ્રતથી આધિકય થશે. આ પ્રમાણે બંધાદિનું અતિચારપણું નથી.

સમાધાન—તમો કહો છો કે પ્રાણુતિપાતનું પ્રત્યાખ્યાન કર્યું છે, પણ પ્રાણુતિપાતનું પ્રત્યાખ્યાન કરવાથી બંધાદિકનું પણ થઇ જાય છે. કારણુ કે બંધાદિ પ્રાણુતિપાતના ઉપાયો છે. માટે બંધાદિ પણ પ્રત્યાખ્યાનમાં આવી જાય છે. અને બંધાદિ કરવાથી કાંઇ વ્રત ભંગ થતો નથી પણ અતિચાર લાગે છે. કારણુ કે તેથી દેશથી એટલે વ્રતના અમુક અંશનો ભંગ થાય છે પણ સર્વથી એટલે આખા વ્રતનો ભંગ થતો નથી. કારણુ કે વ્રત બે પ્રકારનું કહેલું છે. અંતર્વૃત્તિથી અને બહિર્વૃત્તિથી માટે જ્યારે અંતરવૃત્તિથી ભંગ થાય ત્યારે બહિરવૃત્તિથી ભંગ નથી થતો અને બહિરવૃત્તિથી થાય ત્યારે અંતરવૃત્તિથી નથી થતો એટલા માટે તે અતિચાર કહેવાય છે. તે વાત શાસ્ત્રમાં પણ જણાવેલી છે.

न मारयामीति कृतव्रतस्य विनैव मृत्युंकइहातिचारः
निगद्यते यःकुपितः बंधादीन् करोत्यसौ स्यान्नियमानपेक्षः ॥१

मृत्योरभावान्नियमोस्ति तस्य
कोपाद्दयाहीनतयातुभग्नः ।
देशस्य भंगा दनुपालनाच्च
पूज्या अतीचार मुदाहरन्ति ॥ २ ॥

અર્થ—"હુ નહિ મારૂ" એ પ્રકારનુ વ્રત જેણે લીધેલું છે તેને અમુક પ્રાણીનું તેનાથી મૃત્યુ થયા વિના અતિચાર કયાંથી હોય? કારણુ કે આવે-

શથી વધાદિ કરવા અને નિયમની દરકાર નહી કરવી તેને તમો અતિચાર કહો છો. માટે આ પ્રકારનો અતિચાર જેણે ઉપર કહેવાયલું વ્રત ગ્રહણ કર્યું હોય, તેને લાગતો નથી. ૧

આ પ્રમાણે બોલનારને બીજા શ્લોકથી ઉત્તર આપે છે.

પ્રાણીનું મૃત્યું નથી તેથી તે પુરૂષનો નિયમ રહ્યો છે અને કોપથી દયા હીન થયો માટે તે નિયમ અંતર પરિણામને આશ્રીને ભાંગ્યો પણ છે. માટે દેશથી પાલવું અને દેશથી ભાંગવું એ બે વાત નિયમમાં આવી જાય છે. માટે પૂજ્ય પુરૂષો તેને અતિચાર એવા નામથી કહેછે. આ પ્રમાણે વ્રતનો ભંગ થતોજ નથી. હવે આગળ શંકામાં કહેલું છે કે, વ્રત પ્રમાણનો પણ નાશ થશે, તેનો નિરાસ કરે છે. જો વિશુદ્ધ રીતે હિંસાદિનીવિરતિ છે તો બધાદિનો નિષેધ તેમાં આવીજ જાય છે. માટે બંધાદિક અતિચાર છે પણ બંધાદિ પાંચથી વ્રતમાં આધિક્ય થશે એમ નથી.

૨ બીજું મૃષાવાદ નામે અણુવ્રત છે.

તેના અતિચાર નીચે પ્રમાણે છે.

૧ મિથ્યા ઉપદેશ.

૨ રહસ્ય બોલવું તે.

૩ ખોટા દસ્તાવેજ.

૪ થાપણ ઓળવવી.

૫ ગુપ્ત ભાષણ બાહેર પ્રકાશવું.

અમુક વાત આમજ છે માટે તારે આમ બોલવામાં વાંધો નથી એ પ્રમાણે ખોટું બોલવાની સમજણ આપવી તેનું નામ મિથ્યા ઉપદેશ કહેવાય. એકાંતે થયેલું અથવા એકાંતમાં વિચારેલું લોકોમાં પ્રસિદ્ધ કરવું તે રહસ્યાભ્યાખ્યાન કહેવાય. જેમકે—અમુક માણસોને એકાંતમાં વાત કરતા જોઇને કહેવું કે તેઓ અમુક વાત કરતા હતા વીગેરે.

ખોટી વાતની સુચના કરે એવા લેખ કરવા તે **ખોટા દસ્તાવેજ** કહેવાય.

પરાયો માણુસ જે ધન અમુક નિમિતથી મુકી ગયો હોય તે પચાવી પાડવું તેનું નામ **થાપણ ઓળવવી** કહેવાય છે. પોતાની સ્ત્રી તથા મિત્ર વીગેરે સાથે જે ગુપ્ત ભાષણ કર્યું હોય તે લોકોમાં પ્રસિદ્ધ કરવું તેનું નામ **સ્વદાર મંત્ર ભેદ** અથવા **ગુપ્ત ભાષણ પ્રકાશન** કહેવાય છે.

**અહીં**— મિથ્યા ઉપદેશ "બીજાની પાસે જુઠું ન બોલાવવું" એવા વ્રતમાં ભંગ કરે છે પણ 'મિથ્યા ન બોલવું' એ વ્રતમાં ભંગ કરતો નથી, તોપણ **સહસાતકાર** અને **અનાભોગ,** એ બે વડે, અતિક્રમ વ્યતિક્રમ, અથવા અતિચાર વડે બીજા માણુસને મૃષાવાદમાં પ્રવૃત્તિ કરાવવી તે આ વ્રતના અતિચાર છે.

અથવા વ્રતનું રક્ષણ કરવાની બુદ્ધિએ, પરવૃતાંત દ્વારામિથ્યા ઉપદેશ કરનારને એ અતિચાર લાગે છે. કારણ કે વ્રતની અપેક્ષા છે અને મિથ્યા ભાષણમાં પ્રવર્તવાપણું છે; એટલે વ્રત ભાંગ્યું પણ કહેવાય અને રાખ્યું પણ કહેવાય; માટે તેને અતિચાર કહે છે, પણ વ્રત ભંગ નથી કહેતા.

શંકા—રહસ્ય વાતનો પ્રકાશ કરવાથી પણ આ વ્રતનો ભંગ થાય છે, કારણ કે "અસદ્ દોષ ન કહેવા" એવું વ્રત ગ્રહણ કર્યું છે. પણ તેથી અતિચાર નથી થતો.

સમાધાન—તમે ઠીક કહો છો. પણ જ્યારે બીજાને નુકસાન કરનારું વાકય અજાણતા બોલાય, ત્યારે સંકલેશ ભાવથી વ્રતની અપેક્ષા છે. માટે વ્રતનો ભંગ ન કહેવાય અને પારકા ઉપઘાતનું કારણ થયું માટે ભંગ કહેવાય એમ ભંગાભંગ હોવાથી તે અતિચાર કહેવાય છે. વળી અતિચારનું સ્વરૂપ શાસ્ત્રમાં પણ બતાવેલ છે.

**सहसा भरकाणाइ, जाणंतो जइकरेज्जतोभंगो ।**
**जइ पुणणाभोगाइहिंतो होइअइयारो ॥**

અર્થ—જો જાણી જોઇને સહસા અભ્યાખ્યાન વિગેરે કરે તો વ્રતનો ભંગ થાય છે અને અચાનક અજાણતાથી કહેવાઇ જાય તો અતિચાર લાગે છે.

શરીરે મૃષાવાદ નહી કરું અથવા નહિ કરું, અને નહિ કરાવું એવું વ્રત લીધું હોય તો, ખોટા લેખ કરવાથી વ્રત ભંગ થાય છે. પણ બીજા વ્રતમાં

ભંગ થતો નથી તો પણ સાહસથી અથવા તો અતિક્રમથી અતિચાર થાય છે. અથવા તો મેં ખોટું બોલવાનું પ્રત્યાખ્યાન કર્યું છે પણ લખવાનું નથી કર્યું એવી ભાવનાથી ભોળી બુદ્ધિવાળા પુરૂષોને વ્રતની અપેક્ષા હોવાથી વ્રત ભંગ નથી થતો પણ અતિચાર થાય છે.

થાપણ ઓલવવામાં અદત્તા દાન સાક્ષાત્ છે પણ મૃષાવાદનો અતિચાર તો જ્યારે એમ કહે કે " તારી થાપણ મારે ત્યાં નથી " ત્યારેજ થાય છે.

**પોતાની સ્ત્રી તથા મિત્ર સાથે એકાંતમાં કરેલા ખરેખરા વિચાર બહાર પાડવાથી મૃષાવાદ ઘટતો નથી, લજ્જા વીગેરે ઉત્પન્ન થાય એવા વિચારો પ્રકાશવાથી સ્ત્રીના મરણ વિગેરેનો સંભવ છે. તેથી પરમાર્થ બુદ્ધિએ વિચારતાં તે પણ અસત્યજ છે.** અને અતિચારો પણ વ્રતમાં કોઇ પણ પ્રકારે ખામી ન આવે એટલા માટે છે. પણ તદ્દન વ્રતનો ભંગ થાય એટલા માટે નથી. માટે કોઇ પ્રકારે વ્રતમાં ખામી આવવા દેવી ન જોઇએ અને ઘણીજ કાળજીથી ગ્રહણ કરેલા વૃતનું પાલન કરવું જોઇએ.

૩ **અદત્તાદાન એટલે ચોરી ન કરવી. એ ત્રીજું અણું વ્રત છે.** તેના પણ પાંચ અતિ ચાર થાય છે.

૧ **સ્તેન પ્રયોગ**—ચોરને મદદ કરવી.

૨ **ચોરેલી વસ્તુઓ એકઠી કરવી.**

૩ **પોતાના રાજાના પ્રતિપક્ષિ રાજાના દેશમાં અતિક્રમણ કરવું.**

૪ **ઓછાં અદકાં માપ રાખવા.**

૫ **હલકી વસ્તુ આપી ભારે વસ્તુ લેવી.**

આ જગ્યાએ સ્તેન પ્રયોગથી " ચોરી નહિ કરૂ અને નહિ કરાવું " એ પ્રકારના વ્રતનો ભંગ થાય છે. તોપણ પોતાની કલ્પાનાથી ચોરના વ્યાપારનો ત્યાગ કરનારને **વ્રતની અપેક્ષાએ** અતિચાર થાય છે પણ ભંગ થતો નથી. તેવો પુરૂષ ચોરને જોઇને "હવણા વ્યાપાર વિના કેમ બેસી રહો છો, જો

તમારે ખાવા પીવાનું ન હોય તો હું આપું અને તમારી ચોરીનો માલ કોઇ વેંચનાર ન હોય તો હું વેંચી આપું" એવા વચનથી ચોરને તેમના ધંધામાં પ્રેરણા કરે છે અને પોતાની કલ્પાનાથી ચોરીનો પરિહાર કરે છે. અહીં વ્રતની અપેક્ષા છે માટે તે પુરૂષને અતિચાર લાગે છે. પણ વ્રત ભંગ નથી થતો.

લોભથી, ચોરોએ લાવેલી વસ્તુ શોંઘી જાણી, લેનાર પણ ચોરજ છે.

કારણ કે કહ્યું છે.

**चोरश्चौरपकोमंत्री भेदज्ञः क्राणकः क्रयी।**
**अन्नदः स्थानदश्चैवचौरः सप्तविधः स्मृतः॥**

**ભાવાર્થ**—ચોર, ચોરી કરાવનાર, ચોરીની ગોઠવણ કરનાર, ચોરીના ભેદ જાણનાર, ( એક જાતની મદદ આપનાર ) ચોરીની વસ્તુ વેચનાર, લેનાર, અને ચોરને અન્ન આપનાર, એ સાત પ્રકારના માણસો ચોર કહેવાય છે.

આ પ્રમાણે ચોરી કરવાથી વ્રત ભંગજ થાય છે. પણ "મારે વેપાર કરવો છે, ચોરી નથી કરવી" એવા અધ્યવસાયથી વ્રતની અપેક્ષા રાખવામાં આવે છે. માટે વ્રત ભંગ નહિ પણ અતિચાર કહેવાય.

પોતાના રાજાની રજા શિવાય દુશ્મનના લશ્કરમાં અથવા બીજા એવા સ્થાનમાં વેપાર માટે છાનો પ્રવેશ કરવાથી ચોરને યોગ્ય શિક્ષાપાત્ર થાય છે તેટલા માટે તે અદત્તાદાન કહેવાય છે અને તેથી વ્રત ભંગ થાય છે. તોપણ જનાર માણસ જો એમ સમજે કે "હું ફકત વેપાર માટેજ ત્યાં જાઉ છું અને ચોરી કરવા માગતો નથી" તો વ્રતની અપેક્ષા હોવાથી, તેમજ લોકમાં "આ ચોર છે એમ નથી કહેવાતું" તેથી તે અતિચાર કહેવાય પણ વ્રત ભંગ ન કહેવાય.

ઓછું વતું જોખવું, ભરવું અથવા હલકી વસ્તુ આપી ભારે વસ્તુ લેવા રૂપ ઠગાઇ કરી પારકું ધન હરણ કરવું તે પણ અદત્તાદાન છે.; માટે તે વ્રત ભંગજ કહેવાય. તોપણ તે પ્રમાણે કરનાર માણસ "આમ કરવામાં કાંઇ ચોરી ન કહેવાય એ તો વેપારીની કળા છે" એ પ્રમાણે સમજી વ્રતનું રક્ષણ કરવાની અપેક્ષા રાખતો હોય તો અતિચાર કહેવાય. પણ વ્રત ભંગ

ન કહેવાય. અથવા તો પાંચે અતિચાર ખુલ્લી રીતે ચોરી રૂપજ છે તોપણ સહસાત્કારથી, અતિક્રમ કે વ્યતિક્રમથી કે ઉલ્લંઘનથી તે અતિચારજ કહેવાય છે. રાજાના નોકરોને પણ આ અતિચાર સંભવે છે. પ્રથમના બંનેનો સંભવ સ્પષ્ટ છે. અને **વિરૂદ્ધ રાજયાતિક્રમ** નામનો અતિચાર તો જ્યારે સામંત વિગેરે સેવકો પોતાના સ્વામીની આજીવિકા ખાતા હોય અને તેજ રાજાના શત્રુની સહાયતા કરે, ત્યારે લાગે છે. અને જુઠું તોલ વિગેરેનો અતિચાર, જ્યારે ભંડારનું દ્રવ્ય ઉલટપાલટ કરાવે, ત્યારે રાજાને પણ લાગે છે.

**૪ પોતાની સ્ત્રીમાં સંતોષ અને પારકી સ્ત્રીના ત્યાગરૂપ ચતુર્થ અણુવ્રતના પણ પાંચ અતિચાર છે; તે નીચે પ્રમાણે.**

**૧ પારકાના છોકરાંઓના વિવાહ કરવા.**

**૨ કોઈ પુરૂષે ભાડું આપીને રાખેલી વેશ્યા વીગેરે બીજી સ્ત્રી સાથે સંભોગ કરવો.**

**૩ અન્ય સ્ત્રી સાથે સંભોગ કરવો.**

**૪ સ્ત્રીએ લિંગ અને પુરૂષે યોનિ શિવાય બીજા અંગનો સંભોગ કરવો અથવા અનંગ પીડાથી સંભોગ કરવો.**

**૫ મૈથુન સેવવામાં ઘણીજ અભિલાષા કરવી.**

પોતાનાં છોકરાં શિવાય બીજાં છોકરાં પરણાવવા તે ચોથા અણુવ્રતમાં અતિચાર કહેવાય છે. કન્યાદાનના ફલની ઇચ્છાથી અથવા સ્નેહ સંબંધથી બીજાનાં છોકરાંઓ પરણાવવા તે પણ અતિચાર કહેવાય. આ જગ્યાએ પોતાના છોકરા પરણાવવા તેમાં પણ વ્રત ધારણ કરનારાઓએ અમુક છોકરાઓના લગ્ન કરવા એવો નિયમ કરવો તે ન્યાય કહેવાય છે. ભાડું આપીને રાખેલી એટલે થોડા વખત સુધી ભોગવાય એવી સ્ત્રી સાથે એટલે વેશ્યા સાથે સંભોગ કરવો, તે પણ આ વ્રતમાં અતિચાર ગણાય.

અને અન્ય સ્ત્રી **એટલે બીજાએ પરણેલી સ્ત્રી સાથે સંભોગ કરવો, ધણી વગરની કુલીન સ્ત્રી સાથે સંભોગ કરવો અથવા નહિ પરણેલી કન્યા સાથે સંભોગ કરવો તે આ વ્રતમાં અતિચાર કહે-**

**વાય છે. લિંગ અને યોનિ શિવાયના એટલે સ્તન, સાથળ, મુખ વિગેરે બીજા અંગમાં ક્રીડા કરવી અથવા કામથી ક્રીડા કરવી, અથવા પોતાના લિંગથી સિદ્ધ છે પ્રયોજન જેને, એવો પુરૂષ કાંઇ પ્રકારના બનાવટના લિંગથી સ્ત્રીના ગુહ્ય અંગનું સેવન કરે, અથવા કામમાં અતિશય પ્રીતિ રાખે, તે સર્વે આ વ્રતના અતિચાર જાણવા. અને વળી તીવ્ર કામના અભિલાષથી મૈથુન સેવવું તે પણ આ વ્રતમાં અતિચાર કહેવાય છે. અત્યંત કામ ઉદ્દીપ્ત થાય એટલા માટે ઔષધ વીગેરે પદાર્થો વાપરવાથી પણ આ વ્રતમાં અતિચાર થાય છે.**

અહીં કેટલાએક એમ કહે છે કેઃ—

"ઇત્વર પરિગ્રહિત અને અપરિગ્રહિત સ્ત્રી સાથે સંભોગ કરવાથી, સ્વદાર સંતોષીને અતિચાર થાય છે પણ પરસ્ત્રી ત્યાગ કરનારને નથી થતો અને બાકીના ત્રણ તો બંનેને થાય છે." અહીં ભાવના નીચે પ્રમાણે છે.—

ભાડું આપેલી વેશ્યા સ્ત્રીને થોડા વખત સુધી પોતાની સ્ત્રી રૂપ માની વ્રતની અપેક્ષા સહિત ચિત્ત રાખે તો વ્રત ભંગ નહિ થાય. કારણ કે થોડી વાર સુધી તે પુરૂષને તેવી સ્ત્રીનો પરિગ્રહ છે, અને વાસ્તવિક રીતે તેની સ્ત્રી નથી એટલા માટે વ્રતનો ભંગ પણ થાય. માટે ભંગાભંગ હોવાથી તે અતિચાર કહેવાય છે.

નહિ રાખેલી એટલે જેને ભાડું આપવામાં નથી આવતું, તેવી સ્ત્રી સાથે વિચાર વગર અથવા વ્રતનું ઉલ્લંઘન કરીને સંભોગ કરવાથી અતિચાર લાગે છે.

પરસ્ત્રીનો ત્યાગ કરનારાઓને આ અતિચાર લાગતા નથી, કારણ કે થોડો કાળ ગ્રહણ કરી અને ન કરી એવી વેશ્યા છે. અને અનાથ સ્ત્રીને પણ, નાથ નહિ હોવાથી અપર સ્ત્રીપણું છે. માટે તે બે પ્રકારના અતિચાર પરસ્ત્રી ત્યાગનાર પુરૂષને લાગતા નથી.

વળી કેટલાએક આચાર્યો આમ પણ કહે છે કેઃ—

પોતાની સ્ત્રીમાં સંતોષ માનનારને, કોઇએ રાખેલી સ્ત્રીની સાથે સંભોગ કરવાથી, અતિચાર લાગે છે. અને કોઇએં નહિ રાખેલી વેશ્યા સ્ત્રી સાથે

સંભોગ કરનાર પરસ્ત્રી ત્યાગી પુરૂષે પ્રથમ કહી એવી ભાવના જાણવી. અને બીજા નીચે પ્રમાણે કહે છે.

"કોઇએ નહી રાખેલી વૈશ્યામાંની કોઇ સ્ત્રીએ બીજા પાસેથી ભાડું ગ્રહણ કરેલું હોય તેની સાથે સંભોગ કરવાથી વ્રત ભંગ થાય છે કારણ કે બીજા પાસેથી ભાડું લેવાથી તે તેની સ્ત્રી કહેવાય. અને વેશ્યા હોવાથી ભંગ ન પણ થાય. એટલે ભંગ અને અભંગ એ બે પ્રકાર હોવાથી અતિચાર કહેવાય છે."

વળી બીજા એથી ઉલટા પ્રકારે કહે છે.

**परदारवज्जिणो पंच होन्ति तिन्निउ सदारसंतुठे**
**इत्थीए तिन्निपंच, व मङ्गाविष्येहिंनायव्वा ॥ १ ॥**

**અર્થ**—પરસ્ત્રી ત્યાગ કરનારને પાંચ અતિચાર હોય અને પોતાની સ્ત્રીમાં સંતોષ માનનારને ત્રણ અતિ ચાર હોય છે, એમ સ્ત્રીને પણ જાણવા.

અહીં નીચે પ્રમાણે ભાવના છે:—

બીજા એ થોડા વખત સુધી ગ્રહણ કરેલી વેશ્યા સ્ત્રી સાથે સંભોગ કરવાથી, પર સ્ત્રી વર્જનાર પુરૂષને અતિ ચાર લાગે છે કેમ કે બીજાએ રાખેલી હોવાથી થોડા વખત સુધી પણ તેની સ્ત્રી કહેવાય છે. અને ધણી વગરની કુલીન સ્ત્રી સાથે સંભોગ કરવાથી અતિચાર લાગે છે કારણુ કે રૂઢીથી પણ તે પરસ્ત્રીજ કહેવાય છે અને કામી પુરૂષની કલ્પનામાં, તેનો ધણી નહિ હોવાથી તે પર સ્ત્રી નથી. બાકીના ત્રણ અતિચાર સ્વદાર સંતોષિ અને પરદાર ત્યાગી બંનેને લાગે છે. પોતાની સ્ત્રીમાં સંતોષ માનનારને, પોતાની સ્ત્રી સાથે, અને પરસ્ત્રી ત્યાગ કરનારને, વેશ્યા તેમજ પોતાની સ્ત્રી સાથે. અંનગ ક્રીડા કરવાનું પ્રત્યક્ષ પ્રત્યાખ્યાન નથી, તોપણ ન કરવું જોઇએ. કારણ કે તે ઘણોજ ભીરૂ છે અને બ્રહ્મચર્ય પાળવા ઇચ્છે છે.

પણ પુરૂષ વેદનો આવેશ નહી સહન થવાથી, બ્રહ્મચર્ય પાળવા સમર્થ થતો નથી તેટલા માટે નિર્વાહ માત્ર કરવા સારૂ 'સ્વદાર સંતોષ' એવું વ્રત અંગીકાર કરે છે. કારણ કે મૈથુન માત્રથીજ કામના નિર્વાહનો સંભવ છે. અને અનંગ ક્રીડાનું પ્રત્યાખ્યાન તો અર્થથીજ આવી જાય છે. જો કે પ્રત્યાખ્યાન કર્યું હોય તો પણ પરવિવાહ અને તીવ્ર-કામાભિલાષમાં પ્રવૃત્તિ થઇ જાય છે તેથી તેનો અતિચાર થાય છે.

કેટલાએક અનંગક્રીડાની ભાવના નીચે પ્રમાણે કરે છે.

વ્રત ગ્રહણ કરનાર મૈથુનેજ વ્રત માને છે એટલે એમ ધારે છે કે મેં મૈથુન સેવવાનુંજ પ્રત્યાખ્યાન કરેલું છે પણ આલિંગન ચુંબન વિગેરે અનંગ-ક્રીડાનું પ્રત્યાખ્યાન નથી કર્યું એ પ્રમાણે પોતાની કલ્પનાથી મૈથુનનો ત્યાગ કરી સ્વદાર સંતોષી વૈશ્યાદિ સાથે અનંગ ક્રીડા કરે તો તેને અતિચાર લાગે છે. અને પરદારનો ત્યાગ કરનાર પુરૂષ પરદાર સાથે આલિંગન વિગેરે અનંગક્રીડા કરે તો તેને અતિચાર લાગે છે. તેમજ સ્વદાર સંતોષી પુરૂષને "પોતાની સ્ત્રી શિવાય બીજી સ્ત્રી સાથે મન, વચન, અને કાયાથી મૈથુન ન સેવવું અને ન સેવરાવવુ એનુ વ્રત લીધું છે માટે પરવિવાહ કરવાથી તેને અતિચાર લાગે છે કારણ કે વિવાહ મૈથુનનું કારણ છે, અને જો કે તે પુરૂષ એમ માને કે 'હુ' વિવાહ માત્ર કરૂં છું પણ મૈથુન નહિ તો પણ વ્રતની અપેક્ષાએ તેને અતિ-ચાર લાગે છે.

શંકા—પરવિવાહ કરવામાં કન્યાદાનના ફલની ઇચ્છા રાખનાર વ્રતિ સમ-કિત દૃષ્ટિવાળો છે કે મિથ્યા દૃષ્ટિવાળો? જો સમકિત દૃષ્ટિવાળો હોય તો તેને કન્યાદાનમાં ફલની ઇચ્છા હોય નહીં. અને મિથ્યા દૃષ્ટિવાળો હોય તો તેને વ્રત જ ન હોય. ત્યારે વ્રત વિનાના માણસને વ્રતનો અતિચાર પણ શાનો હોય? અર્થાંત્ નજ હોય.

સમાધાન—ઠીક છે. પણ અવ્યુત્પન્ન અવસ્થામાં વિવાહ કરવાના ફલની પ્રાપ્તિની ઇચ્છા રહે છે. એટલે મિથ્યા દૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિએ બંનેની વચલી અવસ્થાવાળાને પણ કન્યાદાનના ફળની ઇચ્છા રહે છે. અને વળી ભદ્રક મિથ્યા દૃષ્ટિને પણ સારા માર્ગમાં પ્રવર્તન કરાવવા માટે ગીતાર્થ પુરૂષો અભિગ્રહ કરાવે છે. એવી રીતે મિથ્યા દૃષ્ટિને પણ અતિચારનો સંભવ છે. અને સમ્યક્ દૃષ્ટિને પણ છે. પરવિવાહ ત્યાગ એટલે પોતાના છોકરાં શિવાય બીજા છોક-રાંનો વિવાહ ન કરવો એ ન્યાય છે. જો પોતાના છોકરાંનો વિવાહ ન કરે તો કન્યાઓ કુંવારી રહી સ્વેચ્છાચારી બને અને તેથી શાસનનો ઉપઘાત થાય અને નિંદા પણ થાય. કારણ કે ઘણે ભાગે પરણેલી સ્ત્રીઓને સ્વેચ્છાચારી થવાનો સંભવ નથી. અને તેમાં પણ અમુક છોકરાંઓ પરણાવવા એવો નિયમ કરવો જોઇએ તે વાત પણ શાસ્ત્રમાંજ કહી છે. એટલે અમુક છોકરા ઉત્પન્ન થાય એટલે બીજાં વધારે છોકરાં ઉત્પન્ન કરવાનો પણ ત્યાગ કરવો

જો એમ નહિ કરે તો તે વ્રતને બાધ આવે કારણ કે વધારે છોકરાં થાય તે વધારે પરણાવવા પડે અને તેથી નિયમમાં ભંગ પડવાનો પ્રસંગ આવે.

**અહીં કેટલા એક આચાર્ય એમ કહે છે કે પરવિવાહ એટલે પોતાનો બીજીવાર વિવાહ કરવો તે સમજવું. પરિપુર્ણ સંતોષ નહિ થવાથી બીજી સ્ત્રીઓ સાથે વિવાહ કરવો તે પર વિવાહ કહેવાય.** આ પ્રકારના વિવાહથી સ્વદાર સંતોષી પુરૂષને અતિચાર થાય છે. સ્ત્રીને, પોતાના પતિમાં સંતોષ અને, પર પુરૂષનો ત્યાગ બંને સરખાંજ છે. કારણ કે પોતાના પતિ શિવાય બીજા સર્વ પુરૂષો પરપુરૂષજ કહેવાય.

જેમ સ્વદાર સંતોષીને, પરવિવાહ કરણ, અનંગક્રીડા, અને તીવ્ર કામાભિલાષ એ ત્રણ અતિચાર લાગે છે તેમ સ્ત્રીને પણ હોય છે. જ્યારે પોતાની શોકના વારાનો અતિક્રમ કરીને પોતે પોતાના પતિને ભોગવતી હોય ત્યારે સ્ત્રીને પહેલો અતિચાર લાગે છે; એમ બીજાઓની પણ ભાવના કરવી.

**૫ પરિગ્રહ નામે પાંચમાં અનુવ્રતનાં અતિચાર નીચે પ્રમાણે છે.**

**૧ ખેતર, ઘર, ૨ સોનું રૂપું, ૩ ધનધાન્ય ૪ દાસદાસા ૫ આસનશય્યા.** ચાર પગવાલા ગાય ભેંસ વીગેરે સર્વના પ્રમાણનો અતિક્રમ કરવાથી પાંચમાં વ્રતમાં અતિચાર લાગે છે. તે વાત વિસ્તારથી સમજાવે છે. ધાન્યની ઉત્પત્તિની ભૂમિ **ક્ષેત્ર** કહેવાય. તેના સેતુ, કેતુ, અને સેતુકેતુ એવા ત્રણ ભેદ થાય છે. જેમાં પાણી સીંચી ધાન્ય પ્રમુખ પકાવવામાં આવે તે **સેતુક્ષેત્ર** કહેવાય. જેમાં વરસાદના પાણીથી ધાન્ય વિગેરે પાકે તે **કેતુક્ષેત્ર કહેવાય.** અને જેમાં બંને રીતે પાકે તે સેતુ કેતુ કહેવાય.

ઘર શબ્દથી ઘર, ગાય, નગર વિગેરે સમજવાનાં છે. તેમાં, ખાત, ઉછ્રિત અને ખાતોછ્રિત એ ત્રણ ઘરના ભેદ થાય છે.

ભોંયરા વીગેરેને **ખાતગૃહ** કહે છે.

ઉચ્ચાં બાંધેલા ઘરને **ઉછ્રિત ઘર** કહે છે.

ભોંયરા ઉપર બંધાવેલાં ઉચ્ચાં ઘરને **ખાતોછ્રિત ઘર** કહે છે. આવી રીતના ક્ષેત્ર અને વાસ્તુનું જે પ્રમાણ કરેલું હોય તેમાં વધારો કરવાથી અતિચાર થાય છે તે અતિચારનું સ્વરૂપ નીચે મુજબ છે.

" જે માણસે એકજ ક્ષેત્ર અને એકજ ઘર રાખવા અભિગ્રહ કર્યો હોય, તે માણસને, જ્યારે વધારેની ઇચ્છા થાય, ત્યારે વ્રત ભંગના ભયથી પોતાના ક્ષેત્રની લગોલગ જે ક્ષેત્ર આવેલું હોય તે ખરીદ કરી પોતાના ક્ષેત્ર સાથે મેળવી એનું એક કરે છે. અહીં જો કે તેણે ક્ષેત્ર તો એકજ રાખ્યું તોપણ વ્રતની અપેક્ષાએ તેને અતિચાર લાગ્યો. કારણ કે એમાં અમુક અંશે વિરતિને બાધ લાગે છે.

સોના રૂપાના પરિમાણ કરનાર પુરૂષને કોઇ અધિક આપે તો તેથી તેને અતિચાર થાય છે. જેમ કે અમુક માણસે અમુક મુદત સુધી સોના રૂપાનું પરિમાણ કરેલું છે. તેને કોઇ તેના ઉપર બહુ પ્રસન્ન થઇ તેના પરિમાણ કરતાં વધારે આપે, ત્યારે તે માણસ તે વધારો બીજા માણસને ત્યાં વ્રતની મુદત પુરી થતાં સુધી રાખે અને પછી ગ્રહણ કરે તો તેને અતિચાર લાગે છે. કારણ કે વ્રતની અપેક્ષા છે અને કોઇ પ્રકારે વિરતિને પણ બાધ આવે છે.

**ધન ચાર પ્રકારે માનવામાં આવે છે.**

૧ ગણવા યોગ્ય **ગણિમ**; ૨ જોખવા યોગ્ય **ધરિમ**; ૩ માપવા યોગ્ય **મેય**; ૪ પરિમાણ અથવા પરીક્ષા કરવા યોગ્ય અથવા છેદ કરવા યોગ્ય **પરિછેદ્ય.**

એ ચાર પ્રકારના ધન અને ધાન્ય વિગેરેનું જે પરિમાણ કર્યું હોય તેનો અતિક્રમ થવાથી અતિચાર પ્રાપ્તિ થાય છે. તે પણ ઉપરની પેઠે અમુક મુદત સુધીનું વ્રત હોય તે પુરૂં થતાં પહેલા વધારે મલે તો તે બીજા પાસે રાખી મુદત પુરી થયે લેવાથી અતિચાર કહેવાય છે કારણ કે તે જ્યાં રાખે છે ત્યાં પોતાનું સમજી રાખે છે "

વળી ડાંગર વિગેરે ધાન્યનું પ્રમાણ કર્યું હોય અને તેનો અતિક્રમ કરવામાં આવે તોપણ અતિચાર થાય છે.

એ પ્રકારે ક્ષેત્ર, ઘર, સોનું, રૂપું, ધન, ધાન્ય વીગેરેના જે પરિમાણ કરેલા હોય તેનુ અતિક્રમણ કરવાથી અતિચારની પ્રાપ્તિ થાય છે.

વળી આશન, શયન, વીગેરે ઘરના ઉપકરણનું જે પ્રમાણ કરેલું હોય તેમાં પર્યાયરૂપે અતિક્રમણ કરવાથી અતિચાર થાય છે જેમ કે:—

કોઇ ત્રાંબા પીતળના દશ વાસણ રાખવાનું પ્રમાણ કરે ત્યાર પછી કોઇ પ્રકારે તે પાત્ર બમણા થાય ત્યારે વ્રત ભંગના ભયથી બે પાત્ર મેળવી એક મોટું પાત્ર કરાવી રાખે, એટલે રૂપમાં ફેરફાર કરી ધારેલી સંખ્યામાં ફેર નહિ પડવા દેવો તે પણ આ વ્રતનો અતિચાર કહેવાય છે. કારણ કે તેમ કરવાથી પહેલા કરેલા પ્રમાણને બાધ થાય છે. કેટલાક આચાર્યો કહે છે કે "ધારેલી મુદત પુરી થયા પછી તે વસ્તુઓ લેવા માટે, બીજાને આપવાનો નિષેધ કરનાર પુરૂષને, જે પ્રમાણ રાખ્યું છે તેટલુંજ ગ્રહણ કરવાથી, ભંગ અને અતિચારમાં કોઇ વિશેષ જણાતો નથી માટે તે વિશેષ જણાવવા બે પાત્ર ભેળા કરીએક કરવું ને તે પાત્રોનું વિતરણ કરવું ઇત્યાદિ ભાવના દેખાડી છે."

ક્ષેત્રના ઘર વિગેરે નવ ભેદો છે તોપણ એક બીજામાં સમાવેશ થઇ જાય છે માટે પાંચની સંખ્યા ગ્રહણ કરી છે. અને શિષ્યનું હિત કરવા માટે ઘણું કરીને સર્વ જગ્યાએ મધ્યમ ગતિનોજ આશ્રય કરવામાં આવે છે એટલે પાંચ સંખ્યાથીજ અતિચારની ગણના કરી છે.

**૬ દિગવ્રત નામે પહેલા ગુણવંતના અતિચાર નિચે પ્રમાણે છે.**

**૧ ઉંચા ક્ષેત્રનો વ્યતિક્રમ.**

**૨ નીચા ક્ષેત્રનો વ્યતિક્રમ.**

**૩ તિર્છા ક્ષેત્રનો વ્યતિક્રમ.**

**૪ ક્ષેત્ર વૃદ્ધિ.**

**૫ સ્મૃતિ નહિ રહેવાથી ક્ષેત્ર વૃદ્ધિ.**

પહેલા ત્રણ અતિચાર, કરેલા પ્રમાણથી બહાર રહેલી વસ્તુ લાવવાથી અથવા મંગાવવાથી, અને મોકલવાથી અથવા મોકલાવવાથી પણ થાય છે.

એક દિશાનો વધારો બીજી દિશિમાં ઉમેરી તે દિશિનું માન વધારવું તે ક્ષેત્ર વૃદ્ધિ કહેવાય—જેમકે પૂર્વ દિશિમાં સોયોજન અને પશ્ચિમ દિશિમાં સોયોજન પ્રમાણ કરેલું હોય તેમાંથી પૂર્વમાંથી દશ ઓછા કરીને તેમાં નેવુ રાખે અને પશ્ચિમમાં એકસો દશ કરે. વળી બીજી વખતે તેથી ઉલટો ફેરફાર

૬૨. એ પ્રમાણે કરવાથી વ્રતી પુરૂષને અતિચાર થાય છે. વ્રતી ન હોય તેને અતિચાર પણ નથી કારણ કે તેને વ્રતનો અભાવ છે. અતિચારો વ્રતની અપેક્ષાએ થાય છે.

વ્યાકુલતાથી અથવા પ્રમાદથી, નીમેલી હદ કરતાં વધારે જવું તે **સ્મૃતીનો નાશ થવા રૂપ અતિચાર કહેવાય છે.** પરંપરાથી વૃદ્ધ પુરૂષો આ પ્રમાણે સમજાવે છે. એટલે કહેવાની તથા કરવાની રીત આવી છે. કે જેટલું ઉંચું પ્રમાણ કરેલું હોય તેના કરતાં વધારે ઉંચા પર્વત કે ઝાડ ઉપર પક્ષી અથવા બીજો કોઇ પ્રાણી વસ્ત્ર કે આભરણ લઇ જાય તો તે લેવા માટે તેવા સ્થળે જવું યોગ્ય ન કહેવાય પણ જો તે પાછું ઉપરથી હેઠળ પડે અથવા તો કોઇ લાવી આપે તો લેવામાં હરકત નથી. તેમજ નીચે કુવા વિગેરે સ્થાનમાં પણ કલ્પવું અને તિર્યક્ પ્રમાણમાં પણ ભંગ ન થવા દેવો. ક્ષેત્રવૃદ્ધિ ન કરવી જેમકે.—

પૂર્વ દિશામાં અમુક હદ સુધી જવાની છુટ રાખેલી હોય અને ત્યાં સુધી પાત્ર વીગેરે ખરીદ કરે પછી એવી ઇચ્છા થાય કે જો હજુ દુર જવાય તો માલ પણ સારો મળે અને અર્થ પ્રાપ્તિ પણ સારી થાય એમ વિચારી પશ્ચિમ દિશાના યોજન પૂર્વ દિશામાં ઉમેરી આગળ જવાથી અતિચાર થાય છે. અને જો સ્મૃતિનાશથી હદ બહાર જવાયું હોય ત્યારે યાદીમાં આવે તે વારે પાછા ફરવું; પણ આગળ ચાલવું નહિ. બીજાને પણ મોકલવો નહિ. કોઇ આજ્ઞા વિના ગયો હોય અને તે જો કાંઇ લાવે તો તે ગ્રહણ ન કરવું જોઇએ. અને પોતે ભુલથી જાય અને પાછળથી સ્મૃતિ થાય તો કાંઇ પણ લીધા શિવાય પાછા આવવું જોઇએ. એથી વિરૂદ્ધ કરવાથી **સ્મૃતિ નાશ નામનો અતિચાર** થાય છે.

**૭ ભોગોપભોગ નામના બીજા ગુણવ્રતના અતિચાર બતાવે છે—**

૧ **સચિત્ત.**

૨ **સચિત્તની સાથે બંધાયલું.**

૩ **સચિત્ત મિશ્ર.**

૪ મદિરા વિગેરે અભક્ષ્ય વસ્તુના સંસર્ગવાળું.

૫ અરધું કાચું અને અરધું પાકું.

કંદમુળ ફ્લ વિગેરે સચિત્ત પદાર્થોની નિવૃત્તિ કર્યે સતે તેમાં પ્રવૃત્તિ કરવી તે અતિચાર કહેવાય. વ્રતની અપેક્ષાવાળા પુરૂષને અણુવિચારથી અતિક્રમ થવાને લીધે અતિચાર થાય છે. અને જો તેમ ન માનીએ તો વ્રતનો ભંગ થાય છે એમ કહેવું જોઇએ. સચિત્ત વૃક્ષની સાથે રહેલા ગુંદર પરિપક્વ ફલ પ્રમુખ વસ્તુઓનું ભક્ષણ કરવાથી સાવદ્ય આહારનું પ્રત્યાખ્યાન કરનારને તથા પ્રકારના આહારમાં પ્રવૃત્તિ થવાથી અતિચાર લાગે છે. અથવા પાકેલા ફ્લોની અંદર રહેલા ઠળીઆ વિગેરે સચિત્ત હોવાથી કાઢી નાંખી ઉપરનો અચિત્ત ભાગ ખાવાના ઉપયોગમાં લેવાથી સચિત્ત સંબંધ નામનો અતિચાર લાગે છે. અરધું સચિત્ત અને અંરધું અચિત્ત જળ અથવા તત્કાલ દળેલા લોટમાં રહેલા ઝીણા ધાન્યકણ વીગેરે ખાવાથી સચિત્ત મિશ્ર નામે અતિચાર લાગે છે. અનેક દ્રવ્યના સંધાનથી થયેલ દારૂ મધ વિગેરે પદાર્થો અને લાંબી મુદત થયેલા અથાણા વિગેરે પદાર્થો અજાણથી અથવા અતિક્રમથી વાપરવામાં આવે તો અતિચાર લાગે છે કારણ કે તે સાવદ્ય આહાર છે. તેમજ અરધા કાચા અને અરધા પાકા ધાન્ય ( પોંક ) વિગેરે પણ સાવદ્ય આહાર ગણાય છે. તે ખાવાથી પણ અતિચાર લાગે છે.

સચિત્ત મિશ્ર પ્રમુખ પદાર્થો વાપરનારને આ અતિચાર પણ, અણુવિચારથી અથવા અતિક્રમથી થાય છે. જો એમ ન કહીએ તો વ્રત ભંગ થાય છે.

અહી ભોગોપભોગનું પ્રમાણ છે લક્ષણ જેનું એવું ગુણવ્રત, બીજી જગ્યાએ ભોજનથી ગુણવ્રત કહેવાય છે. એટલા માટે અતિચાર સ્થાપન કર્યાં છે. બાકીના પાંચવ્રત પાંચ અતિચારના સાહચર્યથીજ છે. કારણકે આવશ્યક નિર્યુક્તિ વિગેરે સૂત્રોમાં તે અતિચારને * કર્મથી પણ કહ્યા છે. એટલે તેવા કર્મો પણ અતિચાર કહેવાય છે.

---

* આજીવિકાને અર્થે જે આરંભ તેને આશ્રીને આકરા કર્મવાળા, નિર્લય જનને યોગ્ય કઠોર કર્મના આરંભ કરનાર, કોટપાલ વિગેરેના કર્મ=કાર્ય.

અહીં કર્મની બાબતમાં પંદર અતિચાર થાય છે. આવશ્યકસુત્રમાં કહ્યું છે કે—

इंगाली, वण, साडी, भाडी, फोडी, सुवज्जपकम्मं ।
वाणिज्जंचेवयदंत लरकरसकसेबिसविसयं ॥
एवं खुजंत पिल्लणं कम्मं निल्लंछणंचदवदाणं ।
सरदहतलायसोसं असइपोसंच विज्जिज्जा ॥

વૃદ્ધ સંપ્રાદાયથી ચાલતો આવેલો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

૧. **અંગારકર્મ**—એટલે કોયલા કરીને વેચવા તે. તે કર્મ ન કરવું જોઇએ કારણ કે તેમાં છ જીવનિકાયનો વધ થાય છે.

૨. **વનકર્મ**—વન ખરીદ કરી તે કપાવી તેને વેચી આજીવિકા ચલાવવી તે. એજ પ્રમાણે ઝાડ પાંદડાં વિગેરેનું પણ સમજવું એટલે તેવો વ્યાપાર ન કરવો.

૩. **શકટીકર્મ**—ગાડી વીગેરે રાખી આજીવિકા કરવી તે. તેનો ત્યાગ કરવો જોઇએ કારણ કે તેમાં બળદ વિગેરે જનાવરોના બંધ, વધ વિગેરે દોષો આવે છે.

૪. **ભાટીકર્મ**—ગાડું વિગેરે વાહન ભાડે લઇ પારકી વસ્તુ વહન કરવી અથવા બીજાને વાહન આપવા તે ભાટીકર્મ કહેવાય છે.

૫. **સ્ફોટીકર્મ**—ટાંકવું, ફોડવું, અથવા હળથી જમીન ઉખેડવી વિગેરે કર્મ સ્ફોટીકર્મ કહેવાય છે.

૬. **દંતવાણિજ્ય**—હાથી દાંતના વેપારનો નિષેધ છે. કારણ કે પહેલાં ભીલ પ્રમુખને દામ આપી થોડી મુદતમાં અમોને દાંત લાવી આપે એવી ગોઠવણ કરવાથી ભીલ વિગેરે લોકો તેમને ખાતર તે પ્રાણીની હત્યા કરે છે. એ પ્રમાણે તે તે કામના કરવાળાઓને શંખ વિગેરેનું મૂલ્ય આપે અને પ્રથમ લાવેલા હોય તે વેંચાતા રાખે. એ વ્યાપાર કરવો ન ઘટે.

૭. **લાક્ષાવણિજ્ય**—લાખનો વ્યાપાર તે પણ અંત્યત દોષવાળો છે કારણ કે તેમાં કૃમિ હિંસા થાય છે.

૮. **રસવાણિજ્ય**—દારૂ વિગેરેનો વ્યાપાર. દારૂ કાઢનારના વ્યાપારમાં ઘણા દોષ રહ્યા છે જેમકે—મારવું, ગાળો ભાંડવી, હિંસા કરવી વિગેરે દારૂની અસરથી થાય છે. માટે તેનો વ્યાપાર કરવો નહિ.

૯. **કેશવાણિજ્ય**—વાળનો વ્યાપાર કરવો તે. તેમાં દાસી વિગેરેને પકડી બીજી જગ્યાએ વેંચવા તેમાં પણ તેમને પરવશ કરવાથી અત્યંત દોષ લાગે છે.

૧૦. **વિષવાણિજ્ય**—ઝેરનો વ્યાપાર. તે વેપાર ન કરવો કારણ કે ઘણા જીવોની વિરાધના થાય છે.

૧૧. **યંત્રપીડનકર્મ**—પીલવાનો ધંધો. શેરડી તલ વિગેરે પીલવા પીલવવાનો ધંધો ન કરવો.

૧૨. **નિર્લાંછનકર્મ**—બળદ ઘોડા વિગેરેના અંડનું છેદન કરાવવું તે.

૧૩. **દવદાનકર્મ**—ક્ષેત્ર રક્ષણ માટે વન બાળવું તે. (ઉતર દિશામાં એવી રીત છે કે ક્ષેત્રમાં અગ્નિ સળગાવી તેમાં રહેલા સઘળા મુલેનો નાશ થવાથી બીજા ઘણા તૃણ થાય છે.)

૧૪. **સરોહ્રદતડાગપરિશોષણ**—તળાવ વિગેરેનું શોષણ કરાવી તેમાં ધાન્ય વિગેરે વાવવા તે.

૧૫. **અસતીપોષણ**—યોનીથી પોષણ કરનારી દાસીઓનું પોષણ કરવું અને તેમનું ભાડું લેવું એટલે કુટણાકર્મ કરવું તે. ગોલ્લ દેશમાં આ રિવાજ પ્રવર્તે છે.

આ પ્રમાણે અહી દિક્‌માત્ર વર્ણન કરેલું છે. તેવા બધા કર્મની ગણત્રી કરી નથી. અહિઆ વીશ અતિચારની સંખ્યા બતાવી છે અને બીજા સર્વ વ્રતોમાં પાંચની સંખ્યા બતાવી છે પણ બધી જગ્યાએ જેનાથી જે વ્રતને હાનિ લાગતી હોય તેને, તે વ્રતનો અતિચાર સમજવો જોઇએ. અને તે ટાળવા પ્રયત્ન કરવો જોઇએ.

શંકા—અંગાર પ્રમુખ આ પંદર કર્માદાન કયા વ્રતના અચાતિર છે?

જવાબ—ક્રુર કર્મના.

શંકા—જો એમ કહો તો, વ્રતના વિષયનો અને અતિચારનો પરસ્પર ભેદ શું છે.? કારણ કે અંગાર વિગેરે કર્મ ક્રુર કર્મજ છે. માટે વ્રત ભંગ કહો. પણ અતિચાર કેમ કહો છો?

જવાબ—જેણે ક્રુર કર્મનું પ્રત્યાખ્યાન કરેલું છે તેને તો તે કર્મનો ત્યાગ જ કરવો જોઇએ. અને જો તેમાં અજાણતાથી પ્રવર્તે તો તે ક્રુર કર્મ વ્રતના અતિચાર થાય છે. અને જાણી જોઇને પ્રવર્તે તો વ્રતનો ભંગજ થાય છે.

**હવે અનર્થ દંડ નામે ત્રીજા ગુણ વ્રતના અતિચાર બતાવે છે.**

**૧ કામને ઉદ્દીપન કરનાર.**

**૨ નેત્ર વિગેરેની વિડબંન ક્રિયા.**

**૩ મુખરતા.**

**૪ અણ વિચાર્યું અધિકરણ:**

**૫ ઉપભોગ વિગેરેમાં આધિક્ય.**

જે વચનથી કામ ઉદ્દીપ્ત થાય તે વચન પણ કંદર્પ કહેવાય. અથવા મોહને ઉદ્દીપ્ત કરે તે પણ કંદર્પ કહેવાય.*

નિંદવાયોગ્ય નેત્રાદિકના વિકાર રૂપ ચેષ્ટાને કૌકુચ્ય કહે છે. એટલે ભાંડ ભવૈયાની પેઠે નેત્રના વિકાર સહિત હાસ્ય ઉપજાવે એમ કામ પોષક ચેષ્ટાઓ કરવી તે.†

આ બે અતિચાર પ્રમાદથી વ્રતનું આચરણ કરનારને થાય છે; કારણકે આ બંને અતિચારને પ્રમાદપણું છે.

* શ્રાવકે અટ્ટાટ્ટહાસ ન કરવો. અને જો હસવાનું કારણ બને તો પણ થોડુંજ હસે.

† શ્રાવકે એવા વચન બોલવા જોઈએ કે જેથી લોકોને હાસ્ય ઉત્પન્ન ન થાય તેમજ તેવીજ ચેષ્ટાથી ચાલવું પણ જોઇએ અને તેવે સ્થાને બેસવું પણ જોઇએ.

નિર્લજપણે અસભ્ય, અસત્ય અને અસંબંદ્ધ વચન બોલવા તે **મુખરતા** કહેવાય. તેનું બીજું નામ **પાપોપદેશ** પણ છે કારણ કે જેમ તેમ બોલતાં પાપનો ઉપદેશ થવાનો સંભવ છે.

તે પ્રકારના કાર્યનો વિચાર કર્યા વિના જે સ્થાપન કરી રાખેલું હોય તે **અધિકરણ** કહેવાય. એટલે ઘંટી, ખાયણીઓ યંત્ર, વાંસલા વિગેરે છેદવાના સાધન એ બધા **અસમિક્ષ્ય અધિકરણ** કહેવાય.*

તેમજ ઉપભોગ તથા ભોગ સંબંધિ આધિક્યથી પણ વ્રતમાં અતિચાર લાગે છે.†

કંદર્પ વિગેરે જો નિર્દયપણે આચરવામાં આવે તો વ્રત ભંગ જાણવો પણ અતિચાર નહિ.

આ પ્રમાણે ગુણ વ્રતના અતિચાર વર્ણવી હવે શિક્ષા વ્રતના અતિચાર વર્ણવવા નિમિત્તે **પહેલા સામાયિક નામે શિક્ષા વ્રતના અતિચાર બતાવે છે.**

**૧ મનના યોગનુ દુઃપ્રણિધાન.**

**૨ વચનના યોગ્યનું દુઃપ્રણિધાન.**

**૩ કામના યોગનુ દુઃપ્રણિધાન.**

**૪ અનાદર.**

**૫ સ્મૃતિનો નાશ.**

---

* શ્રાવકે જોડયા વિનાના ગાડા વિગેરે રાખવા. કારણકે તઇયાર રાખેલા ગાડા વીગેરે માંગી લઇ જનાર હિંસક પુરૂષોને આપવાથી હિંસ્ર પ્રદાન વ્રતનો અતિચાર લાગે છે.

† જો ઘણા તેલ આમળાં વિગેરે ગ્રહણ કરે, તો તલાવ વિગેરે સ્થાનમાં ઘણા લોકો લાલચથી સાથે ન્હાવા માટે આવે. તેથી પોઇરા પ્રમુખ ઘણા જીવોનો વધ થાય. તેમજ તાંબુલ વિગેરેમાં જાણી લેવું. એ પ્રમાણે આધિક્ય કરવાથી દોષ પ્રાપ્તી છે.

શંકા—તેલ વિગેરે શ્રાવકને લેવા કલ્પે નહિ અને કલ્પે તો વિધિ શું ?

જવાબ—તેવું સ્નાન કરવું હોય ત્યારે ઘરમાં કરવુ અને તેમ ન બને તો તેલ વિગેરે ઘેરથી લગાવી ઝાટકી વાળ સાફ કરી તળાવ વીગેરેના તટ ઉપર બેસી અંજલીથી સ્નાન કરવું અને પુષ્પ વીગેરેમાં રહેલા કુંથુંવા પ્રમુખ જીવની રક્ષા કરવી જો તેમાં પ્રમાદ થાય તો અપધ્યાનમાં પ્રવૃત્તિરૂપ અતિચાર લાગે કારણ કે તેણે અણવિચારથી અપધ્યાનમાં પ્રવૃતિ કરી છે.

મન, વચન, કાયાથી સાવદ્ય કર્મમાં પ્રવૃત્તિ કરવી તે મન, વચન, અને કાયાના યોગનું દુ:પ્રણિધાન જાણવું. એ પ્રત્યેકના અતિચાર લાગે છે.

પ્રબલ પ્રમાદ વિગેરે કારણોથી સામાયિક જેમ તેમ કરવું અથવા આરંભ કરી પુરી થયાં વિના તેજ ક્ષણે પારવું. અને સામાયિક કયારે ગ્રહણ કર્યું અને કયારે પુરૂ થશે એવી, તથા મેં સામાયિક ગ્રહણ કર્યું છે કે નહિ, એવી રીતની સ્મૃતિનો ભંગ થવો, તેને **સ્મૃતિનાશ** અથવા **સ્મૃતિ અનુપસ્થાપન** નામે અતિચાર કહે છે.

શંકા—જ્યારે મનનું દુ:પ્રણિધાનપણું હોય ત્યારે સામાયિકનો અભાવજ પ્રતિપાદિત થાય છે કારણ કે તેમ હોય ત્યારે સામાયિક નિરર્થક છે. અને અતિચાર તો વ્રતની મલિનતા રૂપ છે. એ કેમ સંભવે? માટે સામાયિકનો અભાવ હોય ત્યારે વ્રત ભંગ હોય પણ અતિચાર નહિ.

જવાબ—તમારૂં કહેવું ઠીક છે. પરંતુ જો તે વ્રતી પુરૂષ જાણી જોઇને માઠું ન કરે તો તે અતિચાર કહેવાય.

શંકા—"ન કરવું અને ન કરાવવું" એ પ્રમાણે મન, વચન અને કાયાથી સાવદ્યનું પ્રત્યાખ્યાન **સામાયિક** કહેવાય છે. તેમાં જો મનનું દુષ્ટ પ્રણિધાન વિગેરે થાય તો પ્રત્યાખ્યાનના ભંગથી સામાયિકનો અભાવ છે. અને સામાયિકમાં ભંગ થવાથી પ્રાયશ્ચિત લેવાની જરૂર પડે છે. અને મનના દુષ્ટ વિચારો અટકાવવા પણ ઘણાજ મુશ્કેલ છે. કારણ કે મન સ્થિર રહેતું નથી. માટે આ ઉપરથી એમ સિદ્ધ થયું કે સામાયિક લઇ પ્રાયશ્ચિત લાગવા દેવું એના કરતાં સામાયિક નજ લેવું એ ઘણુંજ શ્રેષ્ઠ છે.

ઉત્તર—તમારૂ આ વચન ન્યાય યુકત નથી. કેમ કે મનથી, વચનથી, અને કાયાથી સાવદ્ય કામ ન કરવું અને ન કરાવવું એ પ્રકારે છ પ્રત્યાખ્યાન **સામાયિક** કહેવાય છે તેમાં એકનો ભંગ થાય તોપણ, બાકીના પાંચ વિદ્યામાન હોવાથી સામાયિકનો **અત્યંતા ભાવ** થતો નથી.

મનના દુષ્ટ પ્રણિધાનની શુદ્ધિ તો **મિચ્છા મિદુક્કંડ** દેવાથી થાય છે. અને સર્વ વિરતિ સામાયિકમાં પણ તેમજ સમજવાનું છે કારણ કે ગુપ્તીનો ભંગ થાય ત્યારે પણ મિચ્છામિદુક્કંડ પ્રાયશ્ચિત કહેલું છે. વળી કહ્યું છે કે:—

"**बीओउ असमिउमिसि कीससहसा अगुत्तावा** વીગેરે" સમિતિ ગુપ્તિના ભંગરૂપ બીજો અતિચાર પશ્ચાતાપથી શુદ્ધ થાય છે. (આ સોલમાં પંચાશકની સોલમી ગાથાનું ઉત્તરાર્ધ છે) માટે "સામયિક કરવા કરતાં ન કરવું એ શ્રેષ્ઠ છે" એવી રીતનો તમોએ બતાવેલો ન્યાય અવાસ્તવિક નથી એમ નથી. પણ અભ્યાસથી મનવશ કરી સામાયિક કરવું એ શ્રેષ્ઠ છે. કારણ કે અતિચાર સહિત અનુષ્ઠાન કરતાં કરતાં અનુક્રમે નિરતિચાર અનુષ્ઠાન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. એમ પંડિત પુરૂષો કહે છે. અભ્યાસ પણ ઘણા ભવ સુધી કરતાં કરતાં શુદ્ધ થાય છે. પણ એકજ ભવથી શુદ્ધ અભ્યાસ થઇ શકતો નથી, માટે અભ્યાસ એવો કરવો કે જેથી મનવશ થાય અને નિરતિચાર સામાયિકની શુદ્ધિ થાય.

**હવે દેશાવકાશિક નામના બીજા શીક્ષા વ્રતના અતિચાર બતાવે છે.**

**૧ પોતાના નિયત ક્ષેત્રથી બહાર રહેલા ક્ષેત્રમાંથી મંગાવવું.**

**૨ તેવા ક્ષેત્રમાં માણસને મોકલવો.**

**૩ શબ્દ શ્રવણ કરાવવો.**

**૪ રૂપ દેખાડવું.**

**૫ કાંકરા પ્રમુખ પુદ્‌ગલ નાંખી પ્રતિબોધ કરવો.**

પોતે પ્રમાણ કરેલી હદ બહાર આવેલા દ્રવ્ય પોતે રાખેલી હદમાં લાવવા માટે પ્રયોગ કરવો એટલે કોઇ પાસે મંગાવવા કારણ કે પોતે જાય તો વ્રત ભંગ થાય એ ભયથી બીજા પાસે મંગાવવું એ **આનયન પ્રયોગ** નામે અતિચાર કહેવાય છે. અને પોતે જાતે નહિ જતાં બીજાને મોકલવું તે **પ્રેષ્ય પ્રયોગ** કહેવાય.

પોતે રાખેલી હદ બહારના ક્ષેત્રમાંથી બીજા માણસને બોલાવવા માટે ઉદ્રસ વિગેરેથી તેને ચેતવણી આપવાથી **શબ્દાનુપાત** નામે અતિચાર થાય છે. તેમજ તેવાજ કામ માટે પોતાની આકૃતિ વીગેરે બતાવવાથી **રૂપાનુપાત** નામે અતિચાર થાય છે. એટલે પોતે રાખેલા ક્ષેત્રની બાહેર રહેલા કોઇ માણસને

બોલાવવા માટે વ્રત ભંગના ભયથી ત્યાં જવા અસમર્થ હોઇ, શબ્દ સંભળાવી અથવા રૂપ દેખાડી બોલાવે તો ઉકત અતિચારો લાગે છે.

પોતાના ક્ષેત્રની બહારના માણસને બોલાવવા માટે તેની તરફ કાંકરા વિગેરે ફેંકવાથી **પુદગલ પ્રક્ષેપ** નામનો અતિચાર લાગે છે.

જવા આવવામાં પ્રાણીનો નાશ ન થાય એટલા માટે દેશાવકાશિક વ્રત ગ્રહણ કરાય છે. ને પ્રાણીઘાત કરવો અને બીજા પાસે કરાવવો તેનાં ફલમાં કાંઇ વિશેષ નથી ઉલટો ઇર્યાપથિની વિશુદ્ધિ થવાથી પોતે ગમન કરે તો ગુણ થાય છે. અને બીજા નોકર વિગેરેને મોકલવાથી દોષ પ્રાપ્ત થાય છે કારણ કે તેઓની અજાણતાથી જીવ ઘાત થાય છે.

આ અતિચારોમાંના પહેલા બે અતિચાર કાચી બુદ્ધિથી અથવા સહસાત્-કારથી થાય છે. અને છેલ્લા ત્રણ કોઇ મિષથી અભિપ્રાય જણાવનારને ઉત્પન્ન થાય છે.

આ બાબતમાં વૃદ્ધ પુરૂષોનો અભિપ્રાય નિચે પ્રમાણે છેઃ—

દિગ્વ્રતનો સંક્ષેપ કરવો તે અણુવ્રતાદિના સંક્ષેપનું ઉપલક્ષણ છે. કારણ કે તેઓ પણ અવસ્ય સંક્ષિપ્ત થઇ શકે છે. અને જો દરેક વ્રતમાં સંક્ષેપ કરવામાં આવે તો ઘણા ભિન્ન વ્રતોજ થઇ બાર વ્રતની સંખ્યાને વિરોધ આવે.

વળી કેટલાએક નીચે પ્રમાણે સમજાવે છે.—

દિગ્વ્રતનો સંક્ષેપ કરવો એજ દેશાવકાશિક વ્રત છે. કારણકે દિગ્વ્રતનના અતિચારને અનુસારે દેશાવકાશિક વ્રતના અતિચારની પ્રાપ્તિ થાય છે.

ઉપરની વાતના જવાબરૂપ સમાધાન નીચે પ્રમાણે સમજાવે છેઃ—

જેમ ઉપલક્ષણથી બાકીના વ્રતના સંક્ષેપને દેશાવકાશિકવ્રત કહે છે તેમ ઉપલક્ષણથી તેના અતિચાર પણ તેને અનુસરીને જોવા અથવા પ્રાણા-તિપાત વિગેરેમાં બંધ વિગેરેનોજ અતિચાર ઘટે છે. અને દિગવ્રતના સંક્ષે-પમાં તો ક્ષેત્ર સંક્ષિપ્ત કરવા જોઇએ એટલે **શબ્દાનુપાત** વિગેરે પણ અતિચાર થઇ શકે છે.

સર્વ વ્રતના ભેદમાં વિશેષથી અતિચાર જોવાતા નથી કારણ કે રાત્રિ ભોજનમાં તે દેખાતા નથી.

**પૌષધોપવાસ નામના ત્રીજા શિક્ષાવ્રતના અતિચાર બતાવેછે.**

**૧ નહીં જોએલા અને પ્રમાર્જેલા સ્થાનમાં મુત્રપુરિષ વીગેરે પરઠવાં.**

**૨ તેવાજ સ્થાનમાં ધર્મોપકરણ મુકવા અને લેવા.**

**૩ જોયા વિના અને પ્રમાર્જન કર્યા વિના સંથારાનો ઉપભોગ કરવો.**

**૪ અનાદરથી પૌષધોપવાસ વ્રત કરવો.**

**૫ સ્મૃતિનું અનુસંધાન ન રાખવું.**

નહિ પ્રમાર્જેલ અને નહિ જોએલ એ શબ્દોથી અરધી પ્રમાર્જેલ અને અરધી તપાસેલી એમ પણ સમજવાનું છે.

જે પુરૂષે પૌષધોપવાસ કર્યો હોય તે પુરૂષ, પડિલેહણ કર્યા વિના સંથારા અથવા શય્યા ઉપર બેસી ન શકે. અને પડિલેહણ કર્યા વિનાની પૌષધશાલા પણ ન સેવે. તથા પડિલેહણ કર્યા વિનાની ભુમિ ઉપર દર્ભ વસ્ત્ર તથા શુદ્ધ વસ્ત્ર ન પાથરે. સંથારીયું પડિલેહવું જોઇએ જો તેમ ન કરે તો અતિચાર લાગે. તેમજ બાજોઠ, પાટલું વીગેરેનું પણ જાણવું.

**હવે અતિથિ સંવિભાગ નામના ચોથા શિક્ષા વ્રતના અતિચાર બતાવે છે.**

**૧ સંચિત્ત વસ્તુ ઉપર સાધુને આપવાની વસ્તુ મુકવી.**

**૨ સાધુને આપવાની વસ્તુ ઉપર સચિત વસ્તુ ઢાંકવી.**

**૩ પોતાની વસ્તુ પારકી છે એમ કહેવું.**

**૪ સાધુને આહાર આપવામાં મત્સર કરવો.**

### ૫ કાલનું ઉલ્લંઘન કરવું.

સાધુને આપવા યોગ્ય વસ્તુઓની સાથે બીજી સચેતન વસ્તુઓ મુકવાથી પહેલો અતિચાર થાય છે.

સાધુને આપવા યોગ્ય વસ્તુઓ, બીજોરાં વિગેરે સચિત્ત વસ્તુઓથી ઢાંકવાથી બીજો અતિચાર થાય છે.

અમુક વસ્તુ સાધુને નહિ આપવાની ઇચ્છાથી તે બીજાની છે, એમ કહેવાથી ત્રીજો અતિચાર થાય છે.

સાધુએ કોઇ પાસે વસ્તુ માંગી ત્યારે તેના ઉપર કોપ કરવો. અને "હું શું તેનાથી ઓછો છું કે તેણે આપી" વિગેરે વિકલ્પ કરવાથી ચોથો અતિચાર થાય છે.

સાધુને ભિક્ષા નહિ દેવાની ઇચ્છાથી યોગ્ય વખતનો અતિક્રમ કરવો એટલે સાધુનો આહાર વખત ગયા પછી આહાર લેવા આવવા વિનંતિ કરવાથી પાંચમો અતિચાર થાય છે.

જયારે ઉપલા અતિચાર, અજાણથી થાય ત્યારેજ અતિચાર કહેવાય પણ જાણી જોઇને કરે તો વ્રત ભાંગ્યું કહેવાય.

આ પ્રકારના અતિચાર રહિત આબાર વ્રત પાલવા અને સમકિતનું પણ યથાર્થ રીતે પાલન કરવું તે ગૃહસ્થનો વિશેષ ધર્મ કહેવાય છે.

શંકા—ઉપર કહેલી વિધિ પૂર્વક, સમકિત, સહિત અણુવ્રત વિગેરે ગ્રહણ કરવાથી, અતિચારનો સંભવ નથી, તથાપિ અતિચાર રહિત પાલન કરવું એમ શા માટે કહ્યું?

સમાધાન—સમકિત વગેરેનો અંગીકાર કરતી વખતે થયેલા શુદ્ધ ગુણ સાથે પણ અવ્યવચ્છિન્નપણે રહેલા મિથ્યાત્વ વિગેરે કર્મના ઉદયથી, શંકા વધ બંધ વિગેરે અતિચારો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જે અતિચાર થાય છે તેનું નિવારણ, ગ્રહણ કરેલા સમ્યકત્વ વિગેરેના સામર્થ્યથી થાય છે.

ગ્રહણ કરેલા સમકિત વિગેરેનું નિત્ય સ્મરણ કરવા રૂપ અનુષ્ઠાન, જીવનુ સામર્થ્ય કહેવાય છે અને સામર્થ્યથી અતિચારોનો જય થાય છે. કારણ કે

શાસ્ત્રોક્ત અનુષ્ઠાન, અપરાધ રૂપ વ્યાધિને, નાશ કરવામાં, અસર કારક ઔષધ રૂપ છે એટલા માટે તે અનુષ્ઠાનને વિષે યત્ન કરવો.

હવે ન મેળવાયલા ગુણની પ્રાપ્તિ માટે અને મેળવાયલાનું સારી રીતે રક્ષણ કરવા માટે શીખામણ કહે છે, એટલે જેણે વિશેષ ગૃહસ્થ ધર્મ અંગીકાર કરેલો હોય તેવા પુરૂષની ચેષ્ટાઓ બતાવે છે.

સરખા ધર્મ અને સરખા આચારવાળા લોકોની સાથે વસવું કારણ કે તેવાની સાથે રહેવાથી, તથા પ્રકારના દર્શન મોહની કર્મના ઉદયથી તેઓ ધર્મથી પડે તો તેને પોતે ધર્મમાં સ્થિર કરે અને પોતે પડે તેઓ પોતાને સ્થિર કરે. કહ્યું છે કેઃ—

**यद्यपि निर्गतभावस्तथाप्यसैारक्ष्यते सद्भिरन्यैः ।**
**वेणुर्विलूनमूलोपि वंशगहने महीं नैति ॥**

ભાવાર્થ —ભાવ રહિત હોય તોપણ બીજા સત્પુરૂષો તેની રક્ષા કરે છે. મુલ વિનાનો વાંસ હોય તોપણ વાંસના સમુહમાં રહેવાથી પૃથ્વી ઉપર પડતો નથી વળી ગ્લાની પામેલા સાધર્મિકની વૈયાવચ્ચ કરવી.

તેમજ સાધર્મિક ભાઇઓને, વાત્સલ્યથી અન્ન, પાન તાંબુલ પ્રમુખ વસ્તુઓ આપવી. અને તેમનો સત્કાર કરવો. તે વાત શાસ્ત્રમાં પણ કહેલી છે.

**जिनशासनस्यसारो जीवदयानिग्रहः कषायाणाम् ।**
**साधर्मिकवात्सल्यं भक्तिश्च तथा जिनेंद्राणाम् ॥**

અર્થ—જીવ દયા કરવી. કષાયનો નિગ્રહ કરવો. સાધર્મિ ઉપર પ્રેમ રાખવો. અને જીનેદ્રોની ભક્તિ કરવી એ જીન શાસનનો સાર છે.

વળી સુતી વખતે ધર્મનું ચિંતવન કરવું. જેમ કેઃ—

**धन्यास्ते वन्दनीयास्ते तैस्त्रैलोक्यं पवित्रितम् ।**
**यैरेष भुवनक्लेशी काममल्लो विनिर्जितः ॥**

ભાવાર્થ—જેઓએ ભુવનને કલેશ કરનાર આ કામમલ્લ જીત્યો છે તે ધન્ય છે, તે વંદનીય છે અને ત્રણ જગત્ તેનાથીજ પવિત્ર થયેલું છે.

આ પ્રકારની ભાવના કરવાથી જેટલી વખત તે નિદ્રાવસ્થામાં રહે ત્યાં સુધી શુભ પરિણામી રહી શકે છે. અને ઉઠતી વખતે, સકલ કલ્યાણમાં મુખ્ય એવા પંચ પરમેષ્ઠી નમસ્કારનું ઉચ્ચારણ કરવું કારણ કે તેમાં ઘણા મોટા ગુણોનો સમાવેશ થયેલ છે. કહ્યું છે કેઃ—

**एषपंचनमस्कारः सर्व पाप प्रणाशनः ।**
**मंगलानांचसर्वेषां प्रथमं भवति मंगलम् ॥**

અર્થ—આ પાંચ નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે. અને સર્વ મંગળમાં મુખ્ય મંગળ છે.

બાદ સાવધાન ચિત્તથી યત્નાએ, મલમુત્રત્યાગ, સ્નાન, શુદ્ધ વસ્ત્ર ધારણ વિગેરે આવશ્યક ક્રિયાઓ કર્યા પછી, વિધિ સહિત પુષ્પ વિગેરેથી જીનપૂજા કરવી. અને મુદ્રાન્યાસ વિગેરે વિધિ સહિત ચૈત્યવંદન કરવુ. અને ત્યાર પછી માતા ગુરૂ વીગેરેને નમન કરવું. કહ્યું છે કેઃ—

**चैत्यवंदनतः सम्यक् शुभोभावो प्रजायते ।**
**तस्मात् कर्मक्षयः सर्वे ततः कल्याणमश्नुते ॥**

અર્થ—ચૈત્યવંદથી સારી રીતે શુભ ભાવ ઉત્પન્ન થાય છે. અને તેથી કર્મનો ક્ષય છે અને તેથી સર્વ કલ્યાણ ભોગવે છે. વીગેરે વંદનના ફ્લ જાણવા.

વળી માન ક્રોધ અનાભોગ વિગેરે દોષ દુર કરી, મુલ ગુણ તથા ઉત્તર ગુણનો આશ્રય કરી સારી રીતે પ્રત્યાખ્યાન કરવું. પરિમિત સાવઘ ભોગવતાં છતાં અપરિમિત સાવઘનો ત્યાગ થાય છે. એટલા માટે પ્રત્યાખ્યાનમાં મોટો ગુણ રહેલો છે. વળી કહ્યું છે કેઃ—

**परिमितमुपभुंजानो ह्य परिमितमनन्तकं परिहरंश्च ।**
**प्राप्नोति च परलोके ह्य परिमितमनन्तकं सौख्यम् ॥**

અર્થ—પરિમાણ રાખેલા સાવઘને ભોગવતો અને નહિ પરિમાણ કરેલાં અનંત સાવઘનો ત્યાગ કરતો પુરૂષ પરલોકમાં અપરિમિત અનંત સુખ ભોગવેછે.

પ્રત્યાખ્યાન કર્યા પછી અર્હદ્ બિંબને નમસ્કાર કરવા માટે પોતાની યોગ્ય .તા પ્રમાણે ચૈત્ય ગૃહમાં જવું.૧

## ચૈત્ય ગૃહમાં પ્રવેશ કરવાનો વિધિ.

પોતાના અંગ ઉપર રહેલા પુષ્પ વિગેરે સચિત દ્રવ્યનો ત્યાગ કરવો પણ અચિત આભુષણ વિગેરે દ્રવ્યનો ત્યાગ કરવાની ફરજ નથી. ખેસ પ્રમુખ એક ઓઢવાના વસ્ત્રનું ઊત્તરાસંગ કરવું. પણ પહેરેલા વસ્ત્રનું ઊત્તરાસંગ ન કરવું. જિન પરમાત્માના બિંબને જોઇએ કે તરતજ અંજલી કરવી (હાથ જોડવા.) મન એકાગ્ર કરવું. વળી પાંચ પ્રકારના રાજ્ય ચિન્હનો, ૨જીન ચૈત્ય ગૃહમાં પ્રવેશ કરતી વેળાએ ત્યાગ કરવો. ત્યાં પ્રવેશ કર્યા પછી અરિહંત બિંબને યોગ્ય પુષ્પ ચંદન લેપ વિગેરેથી ઊપચાર કરવો. અર્થાત્ પૂજા કરવી. પૂજા કર્યા પછી દરિદ્રી પુરૂષ નિધિનો લાભ વિગેરે થવાથી સંતોષ પામે છે તેમ પૂજાથી સંતોષ પામી ભાવથી, ગંભીર અર્થવાળા વિદ્યમાન ગુણોના પ્રકટનદ્વારા નમસ્કાર વિગેરે સ્તવનોના પાઠ યોગ્ય ધ્વનિથી કરવા. ત્યારપછી અરિહંતના બિંબ તથા ભાવ અરિહંત, નામ અરિહંત, અને દ્રવ્ય અરિહંત તથા વ્યાખ્યાન વિગેરે કારણોથી આવેલા અને વંદનીય એવા સાધુ પુરૂષોને ૩વંદન કરવું. ત્યાર પછી શાસ્ત્રોકત શુદ્ધ આચારવાળા ગુરૂ પાસે પ્રત્યાખ્યાન ઊચરવું. આ પ્રમાણે સમકિત દર્શન વીગેરે પામીને હમેશા સાધુ પુરૂષો પાસેથી પોતાનું શ્રાવકત્વ સાર્થક કરવા માટે, જીન વચન સાંભળવાનો નિયમ કરે અર્થાત નિયમ પૂર્વક નિત્ય જીન વાણી સાંભળવી.

૧ અહીં શ્રાવકના બે ભેદ કરવામાં આવે છે.

એક ઋધ્ધિવાળો અને બીજો ઋધ્ધિ વગરનો. ઋધ્ધિવાળા રાજા વિગેરે પોતાના પરિવારના સમુદાય સહિત ચૈત્યમાં જાય અને પ્રવચનની પ્રભાવના કરે અને સ્મૃધ્ધિ વિનાનો પુરૂષ પોતાના કુટુંબ સાથે જાય. કારણકે સમુદાય મળીને કરેલાં કર્મનો ભોગ પણ ભવાંતરમાં સમુદાય સાથેજ થાય છે.

૨ (૧) વાહન—( રથ, ઘોડા વીગેરે અથવા પગમાં પહેરવાની મોજડી વિગેરે) (૨) મુકુટ. (૩) તલવાર. (૪) છત્ર. (૫) ચામર.

૩ જે વંદન પ્રણામાદી પાઠના ક્રમથી અથવા દ્વાદશાવર્ત વીગેરે નામોથી પ્રસિદ્ધ છે તેનાથી કરવું.

સાંભળ્યા પછી, સંદેહ, વિપર્યય, અનધ્યવસાય વિગેરે દોષનો ત્યાગ કરી જીન વચનના અર્થનું વારંવાર સારી રીતે ચિંતવન કરવું કારણ કે જો સાંભળેલાનો વિચાર કરવામાં ન આવે તો સાંભળેલું વચન મિથ્યા થાય છે. ચિંતવન કર્યા વિનાના સાંભળવામાં કશો ગુણ નથી માટે સાંભલ્યા પછી ચિંતવન કરવું જોઇએ ત્યાર પછી આગમનેજ પ્રમાણુમાને. અર્થાત્ સર્વ ક્રિયામાં જીન આગમનેજ પ્રમાણ કરીને પ્રવર્તે. પછી સામાયિક પૌષધ વિગેરે અનુષ્ઠાન કરીને જીનાગમથી સાંભળેલા વચનો પોતાની શકિત પ્રમાણે પાલવા. શકિત તથા સામગ્રીનો અભાવ હોવાથી સાધુ ધર્મનો અભ્યાસ કરવો વિગેરે બાબતમાં અંતઃકરણથી પ્રતિબંધ કરવો. એટલે તેવા અશકય અનુષ્ઠાનમાં પોતાનો આત્મા જોડી રાખવો કારણ કે તેમ કરવાથી તે અનુષ્ઠાનનું ફલ થાય છે. શાસ્ત્રમાં પણ કહેલું છે કે—

**नार्यायथान्यसक्ता यास्तत्रभावे सदास्थिते ।**
**तद्योगपापबंधाय तथा धर्मेऽपिदृश्यताम् ॥**

ભાવાર્થ—જેમ પર પુરૂષમાં આસકત થયેલી સ્ત્રી તે પુરૂષનેજ ભાવથી ઇચ્છે છે પણ ઉપરથી પોતાના પતિ વિગેરેની સેવા બજાવે છે તો પણ તેને તે સેવાનું શુભ ફલ નહિ મળતા અન્ય પુરૂષની આસકિતથી થતું પાપજ થાય છે, તેમ સાધુ ધર્મ પાળવા અસમર્થ ગૃહસ્થ યથાશકિત ગૃહસ્થ ધર્મ પાળે છે અને સાધુ ધર્મમાં ખરો ભાવ રાખે છે તો તેને સાધુ ધર્મ પાળવાનું ફળ મળે છે જેમ પૃથ્વી ચંદ્ર રાજાને ફલ થયું તેમ.

વળી પોતાની અપેક્ષાએ અશકય અનુષ્ઠાન કરનારાઓના ગુણના કીર્તનરૂપ પ્રશંસા કરવી અને યોગ્ય અન્નપાન વિગેરે આપી તેમની સહાય કરવી.

વળી અતિ સુક્ષ્મ વિચારવાળા, ને જાણવા યોગ્ય, ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય છે સ્વભાવ જેનો એવું, બંધ મોક્ષાદિરૂપ પદાર્થોનું ચિંતવન કરવું. જેમ કે—

**अनादिनिधने द्रव्ये स्वपर्यायाः प्रतिक्षणम् ।**
**उन्मज्जन्ति निमज्जन्ति जलकल्लोलवज्जले ॥ १**

**स्नेहाभ्यक्त शरीरस्य रेणुनाश्लिष्यते यथागात्रम् ।**
**रागद्वेषाक्लिन्नस्य कर्मबंधोभवत्येवम् ॥ २**

ભાવાર્થ—જેમ પાણીમાં મોજાંઓ ઉત્પન્ન થાય છે અને તરતજ પાણીમાં નાશ પામે છે તેમ અનાદિ અનંત દ્રવ્યમાં સ્વપર્યાય ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. ૧

ભાવાર્થ—ચિકાશવાળા શરીરને જેમ રજ વળગે છે તેમ રાગ દ્વેષથી વ્યાપ્ત પુરૂષને કર્મ બંધ થાય છે. ઇત્યાદિ શાસ્ત્ર વાક્ય સમજવા અને ચિંતવન કરવું. ૨

વળી ઘણીજ નિપુણતાથી વિચાર કરતાં કોઇ પદાર્થ ઘણો ગંભીર હોવાથી પોતાની મેળે ન સમજી શકાય ત્યારે સંવિગ્ન અને ગીતાર્થ ગુરૂ પાસે જઇ વિશુદ્ધ વિનય પૂર્વક પ્રશ્ન કરવો. જેમ કે—"હે ભગવાન આ અર્થ ઘણી મહેનતથી પણ અમે સમજી શકતા નથી માટે આપ અમને બોધ કરવા યોગ્ય છો."

પછી ગુરૂએ નિશ્ચય કરી કહેલા વચનનું અવધારણ કરવું એટલે એકાગ્ર ચિત્ત રાખી સાંભળવું અને ગ્રહણ કરવું. બીજા શાસ્ત્રોમાં પણ કહ્યું છે કેઃ—

**सम्मं वियारियव्वं अठ्ठपयं भावणापहाणेण ।**
**विसएय वावियव्वं बहुसुयगुरुणो सयासाओ ॥ १ ॥**

અર્થ—ભાવના છે પ્રધાન જેને એવા પુરૂષે, બહુ શ્રુત ગુરૂ પાસે એ કહેલા અર્થનું સારી રીતે શ્રવણ કરીને વિચાર કરવો. અને વળી એ અર્થ પદના સ્વરૂપનો પણ વિચાર કરવો.

વળી તેવા શ્રાવકે, માંદા બાળક, વૃદ્ધ તથા આગમ જાણવા તત્પર, અને પરોણો ઇત્યાદિ સાધુ તથા સાધર્મિક પુરૂષોના કાર્યમાં એટલે ઔષધ, અન્ન, પાન. વસ્ત્ર, પુસ્તક, આશ્રય વિગેરે આપવામાં સાવધાન રહેવું. વળી ચૈત્ય તથા જ્ઞાન સંબંધિ કરેલા અને નહી કરેલાં કાર્ય તરફ નિપુણપણે વિચાર કરી, પોતાની નજર ખેંચવી. તેમાં કરેલા કામ ફરી કરવાનો અભાવ હોય છે, માટે નહી કરેલાં કરવાનો ઉદ્યમ કરવો. જો એમ ન કરે તો ફલ વિના પોતાની શકિત ક્ષય કરવાનો પ્રસંગ આવે. માટે વિચારીને પૂર્વોકત કાર્ય કરવામાં ઉદ્યમ કરવો.

ત્યાર પછી વ્યાપાર સંબંધિ અથવા રાજ સેવા સંબંધિ અથવા બીજા કોઇ વ્યવહારિક કામ માટે ચૈત્ય થકી અથવા ગુરૂ પાસેથી ઘેર આવવા યોગ્ય વખતે નીકળે.

ત્યાર પછી પહેલા અધ્યાયમાં બતાવ્યા પ્રમાણે ધર્મ પ્રધાન વ્યવહાર કરે.

વળી ધન ધાન્યાદિ વિગેરે દ્રવ્યમાં સંતોષ કરવો એટલે પરિમાણુ કરેલું, અને નિર્વાહનું કારણુ એવું જે દ્રવ્ય તેથી સંતોષ માનવો. કારણુ કે અસંતોષ દુઃખનું કારણુ છે. શાસ્ત્રમાં પણુ કહ્યું છે કેઃ—

**अत्युष्णा त्सघृतादन्नादच्छिद्रात्सितवाससः ।**
**अपरप्रेष्यभावाच्च शेषमिच्छन्पतत्यधः ॥**

ભાવાર્થ—ધૃત સહિત અતિ ઉષ્ણુ અન્ન, છિદ્ર રહિત સફેદ વસ્ત્ર, અને પરસેવાનો અભાવ એ ત્રણુ શીવાય બીજાની ઇચ્છા કરનાર નીચે પડે છે. માટે એટલાથીજ સંતોષ માનવો. અને તેથી વધારે ઇચ્છા કરવાથી અસંતોષ થાય છે અને અસંતોષ ધર્મનો વિરોધી ગણુવામાં આવે છે.

**संतोषामृततृप्तानां यत्सुखं शान्तचे तसाम् ।**
**कुतस्तद्धनलुब्धाना मितश्चेतश्च धावताम् ॥**

ભાવાર્થ—સંતોષરૂપ અમૃતથી તૃપ્ત થયેલા, અને શાંત ચિત્તવાળા પુરૂષોને જે સુખ પ્રાપ્ત થાય છે તે સુ ખધનમાં લુબ્ધ થયેલા અને પૈસા માટે આમ તેમ દોડનારા પુરૂષને, પ્રાપ્ત કયાંથી થાય ? અર્થાત્ ન થાય. વળી સકલ વાંછિતની અસાધારણ સિદ્ધિરૂપ શ્રુત અને ચારિત્રરૂપ ધર્મજ ધન છે એવી, બુદ્ધિમાન પુરૂષોએ, બુદ્ધિ રાખવી.

વળી ન્યાય પ્રમાણે વ્યવહાર કરવાથી, જેમ ઘટે તેમ લોકનો વિનય કરવાથી, દીન અનાથ ગરીબ લોકોનો ઉદ્ધાર કરવાથી, તેમના દુઃખ ટાળવાથી, સુવિહિત યતિ પુરૂષોની પૂજા સત્કાર કરવાથી, પરિશુદ્ધ શીલ પાલવાથી, જીનભવન કરાવવાથી, અને યાત્રા સ્નાત્રા પ્રમુખનાના પ્રકારના ઉત્સવ કરવાથી સમસ્તહેય અને ઉપાદેય ભાવ પ્રકટ કરવાપણે કરીને સૂર્ય સમાન એવા શ્રી પરમાત્માએ નિરૂપણ કરેલા શાસનની ઉન્નતિ કરવી. કેમકે શાસની ઉન્નાત કરવામાં મોટો ગુણ રહ્યો છે. વળી કહ્યું છે કેઃ—

**कर्तव्या चोन्नातिः सत्यां शक्ताविहनियोगतः ।**
**अवंध्यं कारणं ह्येषा, तीर्थकृन्नामकर्मणः ॥**

ભાવાર્થ—શક્તિ હોય તો જીન શાસનની ઉન્નતિ નિશ્ચે કરવી. કેમ કે શાસનની ઉન્નતિ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરવાનું ખરૂં કારણુ છે.

વળી પોતાના વૈભવને અનુસારે, વિધિ સહિત, ક્ષેત્ર વિષે, અન્ન, પાન, ઔષધ, વસ્ત્ર પાત્ર વિગેરે ઉચિત્ત વસ્તુનું દાન કરવું.

ઉભાં થવું, બેસવાને આસન આપવું, વંદન કરવું વિગેરે વિનય સત્કાર કહેવાય; તે સત્કાર પૂર્વક દેશકાલને અનુસરીને, વિશુદ્ધ શ્રદ્ધા પ્રકટન પૂર્વક દાન દેવું તે વિધિ પૂર્વક દાન કહેવાય છે. વળી દાન દેવામાં આ લોક તથા પરલોક સંબંધિ વાંચ્છા નહિ રાખવી. પણ સકલ ક્લેશના લેશથી અકલંકિત મુકિતની ઇચ્છા રાખવી.

જીન પરમાત્માએ પ્રથમ નિરૂપણુ કરેલો ધર્મ છે પ્રધાન જેને એવા સાધુઓ ક્ષેત્ર કહેવાય એટલે દાનના પાત્ર ગણાય. તેનું લક્ષણુ શાસ્ત્રમાં કહેલું છે કેઃ—

**क्षान्तो दान्तो मुक्तो जितेंद्रियसत्यवागभयदाता ।**
**प्रोक्त स्त्रिदंडविरतो विधि ग्रहीता भवतिपात्रम् ॥ १ ॥**

ભાવાર્થ—ક્ષમા સહિત, ઇંદ્રિયોનું દમન કરનાર, સર્વ સંગરહિત, જીતેંદ્રિય સત્ય બોલનાર, અભયદાન આપનાર, મનદંડ, વચનદંડ, અનેકાયદંડ રહિત, તથા વિધિ ગ્રહણુ કરનાર એટલા લક્ષણવાળો હોય તે પાત્ર કહેવાય.

પૂર્વ જન્મમાં કરેલા પાપ કર્મના ઉદયથી પીડા પામતા પ્રાણીઓ ઉપર દયા કરવી. એટલે પોતાની શક્તિ પ્રમાણે, અન્ન વસ્ત્ર આપી દ્રવ્યથી અનુકંપા કરવી; અને ભયાનક ભવભ્રમણુથી વૈરાગ્ય પમાડવા રૂપ ભાવ અનુકમ્પા કરવી, આ પ્રમાણે અનુકંપા, બીજા ઉપર ઉપકાર થવાનું સાધન બની, ધર્મનું એક કારણુ બને છે. શાસ્ત્રમાં પણુ કહ્યું છે.

**अन्योपकारणं धर्माय महीयसेच भवतीति ।**
**अधिगतपरमार्थाना मविवादो वादिनामत्र ॥**

ભાવાર્થ—પારકા ઉપર ઉપકાર કરવાથી મોટો ધર્મ થાય છે. કારણુ કે તત્ત્વ જાણનાર વાદિ પુરૂષોને એમાં વિવાદ નથી.

લોકના અપવાદથી બીહીને ચાલવું. એટલે નિપુણુ બુદ્ધિએ વિચાર કરી નિરંતર પ્રવર્તવુ. પણુ લોકોનો અપવાદ ન થવા દેવો કારણુ કે લોકાપવાદ મરણુ કરતાં પણુ અધિક છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**वचनीयमेव मरणं भवति कुलीनस्य लोकमध्येऽस्मिन् ।**
**मरणंतु कालपरिणति, रियंच जगतो पिसामान्या ॥**

અર્થ—આ લોકમાં કુલવાન પુરૂષને કલંક તેજ મરણ છે. અને કાલ પરિણામરૂપ મરણ તો સર્વ જગત્‌ને સામાન્ય છે.

(થોડા લાભને આપનાર પક્ષ લાઘવ, અને વધારે લાભ આપનાર પક્ષ ગુરૂ કહેવાય છે.) બુદ્ધિમાન્ પુરૂષે ધર્મ, અર્થ, અને કામરૂપ, સર્વ પ્રયોજનમાં, કાલાદિનું બલ વિચારીને અને ગુરૂ લાઘવનો પણ વિચાર કરીને જેમાં દોષ, થોડો અને ગુણ ઘણા હોય, તેમાં પ્રવૃત્તિ કરવી. કારણ કે ગુણોલાભથી મિશ્રિત હોય છે. માટે જેમાં ગુણ દેખતા હોય તેવા પ્રયોજનમાં પ્રવત્તિ કરવી. મહા મુનિઓ નીચે પ્રમાણે કહે છે.

**अप्पेव बहुमेसेज्जाएयं पंडियलख्खणं ।**
**सव्वासु पडिसेवासु एयं अठपयं विओ ॥**

અર્થ—અલ્પ દોષથી ઘણા ગુણની ઇચ્છા કરવી એ પંડિત પુરૂષનું લક્ષણ છે. પ્રતિ સેવાના સર્વ કાર્યમાં આટલુંજ તાત્પર્ય છે.

ભોજન વેળાએ પુષ્પ, ધૂપ વિગેરેથી ચૈત્ય પુજા કરવી અને અન્ન પાન વિગેરેથી સાધુ સાધ્વી સાધર્મિક જનોની પુજા કરવી. તે પૂજા પૂર્વક ભોજન કરવું. તે વાત શાસ્ત્રમાં કહી છે.

**जिणपूओ च्चियदाणं परियण संभालणा उच्चियकिच्चं ।**
**ठाणुववेसोयतहा पच्चख्खाणस्ससंभरणम् ॥**

ભાવાર્થ—જીન પૂજા કરવી, નિશ્ચે દાન આપવું; પરિજનતું પોષણ કરવું ઉચિત કાર્ય કરવા, યોગ્ય સ્થાને બેસવું; તથા પચ્ચખ્ખાણ સંભારવું. એટલી ક્રિયાયો ભોજન પહેલાં કરવી જોઇએ. ભોજન કર્યા પછી પણ પોતાની શકિત પ્રમાણે ચઉવિહારાદિપચ્ચખ્ખાણોમાંનું પચ્ચખ્ખાણ કરવું.

વળી તૈલમર્દન, સ્નાન વિગેરે શરીર સુખકારી ઉપાયો, શરીર માટે, કરવામાં આદર રાખવો. કહ્યું છે કે:—

**धर्मार्थकाममोक्षाणां शरीरं कारणंयतः**
**ततोयत्नेन तद्रक्ष्यं यथोक्तैरनुवर्तते ॥**

ભાવાર્થ—ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ પુરૂષાર્થનું સાધન શરીર છે. તેટલા માટે પૂર્વોકત રીતે જેમ શરીરને સુખાકારી રહે, તેવા ઉપાય કરી, શરીરની રક્ષા કરવી. અને ઉત્તર કાળમાં શરીરનો નિર્વાહશીરીતે થશે તેનો પણ વિચાર કરવો.

વળી કુશળ ભાવમાં ચિત્તવૃત્તિ રાખવી. જેમ કે:—

**सर्वेपि सन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः ।**
**सर्वेभद्राणि पश्यन्तु मा कश्चित्पापमाचरेत् ॥**

ભાવાર્થ—પ્રાણી માત્ર સુખી થાઓ; સર્વ જીવો રોગ રહિત થાઓ; સર્વ પ્રાણીઓ કલ્યાણ પામો; કોઇ પણ પાપનું આચરણ કરે નહિ.

ઇત્યાદિ શુભ ભાવનામાં વર્તવાનો આદર રાખવો. વળી પહેલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે શિષ્ટ પુરૂષોનું ચરિત્ર શ્રવણ કરવું; કારણ કે તેમના ચરિત્ર સાંભળવાથી તેમના જેવા આચરણ મેળવવાની ઇચ્છા થાય છે અને તેથી પોતાને પ્રાપ્ત થયેલા ગુણોની હાનિ થવા સંભવ નથી કારણ કે તેવા પુરૂષો જેવા થવાની ઇચ્છાથી સર્વદા ગુણોમાં વધારો કરવાની ઇચ્છા રહે છે.

દીવસના આઠમા ભાગમાં ભોજન વિગેરે વ્યવહારનો સંકોચ કરવા રૂપ સંધ્યા વિધિ યથા શક્તિ અંગીકાર કરવો અને યથા શકિત તેનું પાલન કરવું. વળી સંધ્યાકાળને ઉચિત એવી પૂજા પૂર્વક ચૈત્ય વંદન, મુનિવંદન તેમજ માતા પીતાને પણ વંદન કરવું.

## યોગસાધન.

મોક્ષના આરાધન રૂપ યોગસાધન, અને સ્વાધ્યાયરૂપ ધ્યાન વિગેરે અનુષ્ઠાનથી થાકી ગયેલા સાધુ પુરૂષોની તેમને વિશ્રામ કરાવનાર એટલે સેવા કરનાર સાધુઓનો અભાવ હોય તો, સેવા કરી તેમને વિશ્રામ પમાડવો. વળી આલંબન અને નિરાલંબન એવા ભેદથી ભિન્ન થયેલા યોગનો અભ્યાસ કરવો અને વારંવાર તેનું અનુશીલન કરવું. કહ્યું છે કે:—

**सालंबनो निरालंबश्च, योगः परोद्विधाज्ञेयः ।**
**जिनरूपध्यानः खल्वाद्यस्तत्त्वगस्त्वपरः ॥**

ભાવાર્થ—ઉત્કૃષ્ટયોગના બે ભેદ છે. ૧ સાલબંન અને ૨ નિરાલંબન. સમવસરણમાં રહેલા જીનના રૂપનું તથા પ્રતિમા રૂપે રહેલા જીનના રૂપનું ધ્યાન કરવું તે સાલબંન યોગ કહેવાય. જીન તત્ત્વમાં ગમન કરનાર, એટલે મુક્તિ પામેલા જીન પરમાત્માનું ધ્યાન કરવું તે નિરાલંબન યોગ કહેવાય. વળી નમસ્કાર, સ્વાધ્યાય વિગેરેનું ચિંતવન કરવું.

## અંતઃકરણ શુદ્ધિ.

ક્રોધ પ્રીતિનો નાશ કરનાર છે, માન વિનયનો નાશ કરનાર છે, માયા મિત્રતાનો નાશ કરનારી છે. લોભ સર્વ વિનાશ કરનાર છે ઇત્યાદિ વિચારો કરી અંતઃકરણ શુદ્ધ કરવું તે પ્રશસ્ત ભાવ કહેવાય છે. વળી શાસ્ત્રમા કહ્યું છે કેઃ—

**चित्तरत्नमसंक्लिष्ट मान्तरं धनमुच्यते ।**
**यस्यतन्मुषितं दोषैस्तस्य शिष्टा विपत्तयः ।**

ભાવાર્થ—ક્લેશ રહિત ચિત્ત રૂપ રત્ન અંતર સંબંધી ધન છે, ક્રોધાદિ દોષોવડે જેનું તે ધન ચોરાયલું છે તે પુરૂષને સમગ્ર વિપત્તિઓ પ્રાપ્ત થાય છે.

## સંસાર સ્થિતિ વિષે.

વળી સંસારની સ્થિતિનો વિચાર કરવો. જેમકેઃ—

**यौवनं नगनदास्पदोपमं शारदाम्बुदविलासिजीवितं ।**
**स्वप्नलब्धधनविभ्रमं धनंस्थावरंकिमपिनास्तितत्त्वतः ॥ १ ॥**

**विग्रहा गदभुजंगमालयाः संगमाविगमदोषदूषिताः ।**
**संपदोपि विपदा कटाक्षितानास्ति किंचिदनुपद्रवं स्फुटम् ॥२॥**

ભાવાર્થ— પર્વત ઉપરથી વહેતા મોટી નદીઓના પ્રવાહના જળ સરખું યૌવન છે; એટલે જેમ પ્રવાહમાં પાણી એક જગ્યાએ સ્થિર રહેતું નથી તેમ યૌવન પણ અસ્થિર છે. જીવતર શરદ ઋતુના મેઘના વિલાસ જેવું છે; એટલે શરદ ઋતુમાં મેઘનો વિલાસ જોવામાં આવે પણ જોતા જોતામાં નાશ પામે તેમ જીવિતવ્ય પણ તેવુંજ અચળ છે. અને ધન પણ સ્વપ્નમાં જોયેલા ધન બરાબર છે.એટલે સ્વપ્નમાં જોયેલું ધન જાગ્યા પછી દેખાતું નથી તેમ આ ધન પણ અચાનક અદૃશ્ય થતાં વિલંબ કરતું નથી. માટે તત્વથી વિચારી

જોતાં આ સંસારમાં કોઇ પણ વસ્તુ સ્થિર નથી કિંતુ સર્વે પદાર્થો અ સ્થિરજ છે. ૧.

શરીરો રોગરૂપ સર્પોને રહેવાના સ્થાન છે, સંયોગો વિયોગ રૂપ દોષથી દૂષિત છે અને સંપદો ઉપર વિપદો સર્વદા કટાક્ષથી જોયા કરે છે. તેથી આ સંસારમાં ખુલ્લી રીતે ઉપદ્રવ રહિત કંઇ પણ નથી. સર્વ સંસાર વિપદોવડે વ્યાપ્ત છે. ઇત્યાદિ સંસાર સ્વરૂપનો વિચાર કરવો.

## સંસારની અસારતા.

ત્યાર પછી તે ભવ સ્થિતિની નિઃસારતા ચિંતવવી. જેમકેઃ—

इतः क्रोधोगृध्रः प्रकटयाति पक्षं निजमितः
शृगाली तृष्णेयं विवृतवदना धावति पुरः।
इतः क्रूरः कामो विचराति पिशाचश्चिरमहो
श्मशानं संसारः कइह पतितः स्थास्यति सुखम् ॥ १

एतास्तावदसंशयं कुशदलप्रान्तोदबिन्दूपमा
लक्ष्म्यो बंधु समागमो न चिरस्थायी खल प्रीतिवत्।
यच्चान्यत्किल किंचिदस्तिनिखिलं तच्छारदाम्बोधर
च्छायावच्चलतांबिभर्तियदतः स्वस्मैहितं चिन्त्यताम् ॥ २

ભાવાર્થ—એક તરફથી ક્રોધ રૂપ ગૃધ્ર પક્ષી પોતાની પાંખ પ્રકટ કરે છે એટલે ઉડીને પકડવા તત્પર થાય છે: એક બાજુ તૃષ્ણારૂપ શિયાલણ, (શિયાલની સ્ત્રી) મોઢું પહોળું કરી ભક્ષણ કરવા દોડે છે અને એક બાજુ ભયંકર કામરૂપ પિશાચ ભક્ષણ કરવા વિચરે છે. અફસોસ ! અફસોસ ! આ સંસાર સ્મશાન સમાન છે. માટે એમાં પડેલો કયો પુરૂષ સુખથી રહી શકે ? અર્થાત્ કોઇ પણ સ્મશાન વાસી કદી પણ સુખી નજ હોય. ૧

આ સમગ્ર લક્ષ્મીઓ અને વૈભવો દર્ભના એક ભાગની અણી ઉપર રહેલા પાણીના બિંદુસમાન છે. એટલે જેમ તે પાણી ક્ષણ વારમાં હતું ન હતું થાય છે તેમ વિભવો પણ ક્ષણ ભંગુર છે. એમાં કાંઇ શંસય નથી. ખલની પ્રીતિની પેઠે બંધુઓનો સમાગમ પણ લાંબો વખત રહેવાનો નથી એટલે જેમ ખલ પુરૂષની પ્રીતિ પણ થોડી મુદત રહી નાશ પામે તેમ બંધુઓનો સમાગમ પણ સમજાવો અને તે શિવાય બીજું જે કાંઇ સુખકારી જણાય છે તે સર્વે

શરદ ઋતુના મેઘની છાંયા જેવું ચંચળ છે. એટલે શરદ ઋતુના મેઘ જેમ થોડી મુદતમાં વિખરાઇ જાય છે, તેમ તે પણ નાશ પામે છે. માટે હે ભવ્ય પ્રાણિઓ પોતાને હિતકારી વસ્તુઓનો વિચાર કરો અને જેથી પોતાનું હિત થાય તેનો વિચાર કરી તેનો આદર કરો.

## મોક્ષની ભાવના.

મુકિતમાં સર્વ ગુણો રહેલા છે માટે મુકિત ઊપાદેય છે એટલે ગ્રહણ કરવા યોગ છે એવી ભાવના કરવી. જેમ કે:—

> प्राप्ताःश्रियः सकल काम दुधास्ततःकिम्
> दत्तं पदं शिरसि विद्विषतां ततःकिम् ।
> संपूरिताः प्रणयिनो विभवैस्ततःकिम्
> कल्पं भृतं तनुभृता तनुभिस्ततःकिम् ॥ १
> तस्मादनन्तमजरं परमं प्रकाशं
> तच्चित्त चिन्तय किमेभिरसद्विकल्पैः ।
> यस्यानुषंगिण इमे भुवनाधिपत्य
> योगादयः कृपणजन्तु मता भवन्ति ॥ २

ભાવાર્થ—સકલ મનોરથ પૂર્ણ કરનારી લક્ષ્મી પ્રાપ્ત થવાથી શું થયું? શત્રુઓના માથા ઊપર પગ મુકયો એટલે શત્રુઓને કબજે કર્યા તેથી પણ શું થયું? સમસ્ત વૈભવવડે સ્નેહિ પુરૂષોને તૃપ્ત કર્યા એટલે પ્રણયિ પુરૂષોની બધી ઇચ્છા પુરી પાડવાથી પણ શું થયું? વળી શરીર ધારીઓનું શરીર કલ્પાંત કાલુલગી પુષ્ટ રહ્યું તોપણ શું થયું? અર્થાત્ આ બધા સુખ પ્રાપ્ત થયાં અને જો મુકિત પ્રાપ્ત ન થઇ તો તે સઘળું તદ્દન નહીં મળ્યા બરાબરજ છે કારણકે તે સમગ્ર સુખ નાશવંત છે અને મુકિત સુખ અજર અમર છે.

તેટલા માટે હેચિત્ત, અંતરહિત, જરા જન્મ વ્યાધિથી રહિત અને પરમ પ્રકાશરૂપ મોક્ષનું ધ્યાન કર અને તે મેળવવા પ્રયત્ન કર. નાશવંત અનેક પ્રકારના વિષય વિકલ્પથી શું પ્રયોજન છે? તેમનાથી કાંઇ સુખ થવાનું નથી. કારણ કે વિષય સુખની પ્રાપ્તિ માટે, રંક જણાતા પુરૂષોએ, બહુ માનથી કરેલી ભુવનાધિપત્ય વિગેરે વિષય સુખની પ્રાપ્તિ, મોક્ષ સુખના સાધનથી પ્રાસંગિક મળે છે. માટે હે, ચિત્ત, શાશ્વતા સુખની ઇચ્છા રાખ. અને તેનું સુખ મેળવવા નિરંતર પ્રયત્ન કર.

## સાધુત્વમાં પ્રીતી કરવી.

વળી શુદ્ધ સાધુપણામાં પ્રીતિ કરવી. એટલે શુદ્ધ સાધુપણું મને કયારે પ્રાપ્ત થશે એવો વિચાર કરવો. જેમ કેઃ—

जैनं मुनिव्रतमशेष भवात्तकर्म
संतानतानवकरं स्वयमभ्युपेतः।
कुर्यां तदुत्तमतरंच तपःकदाहं
भोगेषु निःस्पृहतया परिमुक्तसंगः॥ १

ભાવાર્થ—સમસ્ત ભવમાં ગ્રહણ કરેલા કર્મના સમુહને ખપાવનાર એવુ જૈન મુનિવ્રત પામીને, ભોગ માત્રમાં નિઃસ્પૃહ થઇને, સમસ્તપણે મુકયો છે સંગ જેણે એવો હું, ઘણોજ ઉત્તમ તપ કયારે કરીશ ઇત્યાદી શુદ્ધપણાને વિષે અનુરાગથી વિચાર કરવો.

## ગુણ વૃદ્ધિ.

વળી યોગ્યતા પ્રમાણે દેશકાળને અનુસરીને સમ્યકત્વ વિગેરે ગુણોની વૃદ્ધિ કરવી. એટલે દર્શન પ્રતિમા અને વ્રત પ્રતિમાના અભ્યાસથી ગુણની પુષ્ટિ કરવી.

મૈત્રાભાવ—સર્વ જીવ સાથે મૈત્રીભાવ કરવો. તેનું લક્ષણ નીચે બતાવેલું છેઃ—

परहितचिन्तामैत्री परदुःखविनाशिनी तथा करुणा।
परसुखतुष्टिर्मुदिता परदोषोपेक्षणमुपेक्षा॥ १

ભાવાર્થ—પારકા હિતનો વિચાર કરવો તે મૈત્રી કહેવાય. અને પારકા દુઃખનો નાશ કરવો તે કરૂણા કહેવાય અને પારકા સુખથી સંતોષ પામવો તે મુદિતા કહેવાય. અને પારકા દોષની ઉવેખણા કરવી તે ઉપેક્ષા કહેવાય.

## ગૃહસ્થ વિશેષ ધર્મનો ઉપસંહાર.

આ પ્રમાણે સારી ભાવના છે પ્રધાન જેમાં એવો, અને ચારિત્ર પામવાના ઉત્કૃષ્ટ કારણરૂપ ગૃહસ્થનો વિશેષ ધર્મ જીન પરમાત્માઓએ કહેલો છે.

શંકા—ગૃહસ્થ ધર્મ ચારિત્રનું કારણ કેમ બને?

સમાધાન—જેમ બુદ્ધિવાન્ પુરૂષ પગલે પગલે કરીને પોતાના હાથ, પગ વિગેરે અવયવોને ઇજા ન થાય તેવી રીતે રૈવતાચલ પર્વત વીગેરેના શિખર ઉપર ચડે છે તેમ કલંક રહિત, શ્રાવક ધર્મ પાલનાર, ધીર પુરૂષ સર્વ વિરતિરૂપ મોટા પર્વત ઉપર નિશ્ચે ચડે છે. કારણ કે થોડા ગુણની આરાધના કરવાથી ઘણા ગુણોની આરાધના કરવા યોગ્ય થવાય છે. તેટલા માટે પ્રથમથી ગ્રહસ્થ ધર્મનો આરાધક હોય તો, તે ચારિત્ર ધર્મનું આરાધન કરવા સમર્થ થઇ શકે. માટે પ્રથમથી ગ્રહસ્થ ધર્મ પાલવો એવું આ જગ્યાએ બતાવવામાં આવ્યું છે.

વળી શ્રાવક અવસ્થાને યોગ્ય તુચ્છ ગુણોનું પાલન કરવાથી મુનિ અવસ્થાને યોગ્ય મોટા ગુણોનું પાલન કરવા યોગ્ય થવાય છે કારણ કે થોડા મુનિ ગુણોનું પરિપાલન કરવા યોગ્ય થયેલોજ છે. વળી અલ્પ ગુણોનું આરાધન કરવાથી મોટા ગુણોને અટકાવનારા કર્મોનો નાશ થાય છે તેથી ગૃહસ્થ ધર્મ સત્ પુરૂષોએ અંગીકાર કરેલો છે. પણ તે ધર્મ પાલવો કે ચારિત્ર ધર્મ પાલવો એ પુરૂષ વિશેષની અપેક્ષાથી સમજવાનું છે પણ ગ્રહસ્થ ધર્મ પાલ્યા પછીજ ચારિત્ર ધર્મ લેવાય એવો નિયમ નથી, કારણ કે ગૃહસ્થ ધર્મ અંગિકાર કર્યા શિવાય ચારિત્ર ગ્રહણ કરનાર સ્થૂલભદ્ર વિગેરેના દાખલાઓ શાસ્ત્રમાં જોવામાં આવે છે. તે ચારિત્ર ધર્મનું વિવેચન બીજા ભાગમાં કરવામાં આવશે.

શિવમસ્તુ.

॥ समाप्तेयं श्रावक धर्म संहिता ॥

